સૌરાષ્ટ્ર સાહિત્ય શ્રેણી ક્રમાંક. ૪.

# મરણિયું આયરલાંડ

લેખક-
ઝવેરચંદ મેઘાણી.

મત ૦-૧૨-૦

કોઇ પણ પ્રકારનું મુદ્રણકામ

સસ્તું

સુંદર

સત્વર

સૌરાષ્ટ્ર મુદ્રણાલય

કરશે.

તે

ભક્તિ, શ્રદ્ધા, નિશ્ચય, શાંતિ, અને કર્તવ્યની મૂર્તિ કે

જેની ચાળીસ રોજની અખંડ તપશ્ચર્યાથી ઈંગ્લાંડના

સિંહાસન ડોલ્યાં અને જગતનાં હૃદય-મંદિરો

ગભીર ઘંટારવથી ગરજી ઉઠયાં, તે

ધર્મવીર **મેકસ્વીનીના** પુણ્યા-

ત્માને સમર્પણ.

---

આ પુસ્તક લખવામાં નીચે લખ્યાં પુસ્તકોની મદદ લેવામાં આવી છે.

Sein Fein—P. S. O'Hegarty.

Ireland in Rebellion—S. Briolly.

Ireland since Parnell—D. D. Sheerar.

Ireland a Nation—Robert Lynd.

Ireland arisen—Sir W. Watson.

Inner & outer Ireland—A. E.

Life of De Valera—David Dwane

English atrocities in Ireland—Katherine

# પ્રકાશક તરફથી

પૃથ્વીના પડ ઉપર એકજ એવો મુલક છે કે જે આજે સાતસો સાતસો વર્ષના અખંડ અને અવિરત પરિશ્રમ પછી પણ અથાક ઉભો છે, પોતાની સ્વાધીનતા પ્રાપ્ત કરવા માથા વગરનાં ધડ ઝુઝે તેમ બસ ઝુઝી રહ્યો છે. અને દુનિયાની સપાટી ઉપર એક જ દેશ એવો છે કે જે સાતસો સાતસો વર્ષના એક પ્રજાનાં બલિદાનો, તેની તપશ્ચર્યા, તેના વીર્ય અને શૌર્ય સામે, અચળ, અસ્પૃશ્ય ઉભો છે. શામ, દામ, દંડ અને ભેદથી પોતાનું વર્ચસ્વ તે સાચવી રહ્યો છે. તે કશાને ગણકારતો નથી. તેને એકજ ધ્યાન છે. તે પોતાના સ્વાર્થને વળગી રહ્યો છે. એ દુઃખી, તપસ્વી દેશ તે આયર્લેંડ, **પાર્નેલનું** આયર્લેંડ, **રેડમન્ડનું** આયર્લેંડ, **ગ્રીફીથનું** અને **કોલીન્સનું** આયર્લેંડ, **ડીવેલેરા અને કૉસગ્રેવનું** આયર્લેંડ, તે અભિમાન અને સ્વાર્થચકચુર દેશ તે ઈંગ્લંડ; **ગ્લેડસ્ટનનો, એસ્કવીથનો અને લોઇડ જ્યોર્જનો** પિતૃપ્રદેશ. એ તપશ્ચર્યા અને એ તપોભંગ, એ વેદી અને એ બલિદાન એ બધુંય આજની દુનિયા નિરખી રહી છે-વિચારી રહી છે. એના આકાશે હજી શાંતિ નથી. એ વ્યોમમાં શાંતિનું ધનુષ્ય હજી ખેંચાયું નથી. એ દુઃખભરી અને રસભરી, એ દર્દમય અને શૌર્યભરી કથા ગુજરાત અને ગુજરાતીઓને ચરણે ધરવાનો અમારો મનોરથ આજે પરિપૂર્ણ થાય છે.

અહોહો, શા શા ભંડાર–બોધપાઠ તેમાં ભર્યાં છે? માતૃભાષાનું માહાત્મ્ય, આત્મસંગઠનની અદ્ભુતતા, સિદ્ધાંતને માટે શિર સમર્પણ, સ્વાધીનતા અર્થે સર્વાર્પણ, શી શી કથાઓ તે ઇતિહાસ કહી રહ્યો છે?

પાર્નલ અને રેડમન્ડો પણ થયા. ગ્રીફીથ અને મેકસ્વીની જેવા શ્રદ્ધાળુ ભક્તો પણ ઉપજ્યા અને આજે ડી વેલેરા જેવા મરણીઆ પણ ઝુઝી રહ્યા છે.

એ બધા ઇતિહાસની એક કળા છે. સિદ્ધાંતની પાછળ, અર્થની પાછળ ગાંડપણ છે. દુનિયાનાં સગાંવ્હાલાં, દુન્યવિ વૈભવ વિલાસો, કે અંગત સુખ સગવડો, કશાના તરફ સહજ નજર પણ કર્યા સિવાય બસ, સીધા, સપાટ સાફ માર્ગે આયર્લેંડે ચાલી બતાવ્યું. તેનું નિશાન સ્વાધીનતા હતું. એ એકજ તરફ લક્ષ રાખીને તેણે દોડયા કર્યું; તેણે ન જોયું, નીચે ન જોયું આગળ પાછળ, કે ન જોયું આજુબાજુ; તેને તો એકજ વાત લક્ષમાં હતી, તે તેની સ્વાધીનતા. એ એક પદાર્થ સિવાય કશો પદાર્થ તેની દૃષ્ટિએ જ ન આવ્યો. તે લડી ખુટયું–મરી ખુટયું અને અત્યારે તે છેવટને મજલે ઉભું છે.

આયર્લેંડનો ઈતિહાસ એ નિઃસ્વાર્થ કર્મયોગનો ઇતિહાસ છે. એ નિર્દય સિદ્ધાંતભક્તિનો ઈતિહાસ છે. એ બલિદાનનો ઇતિહાસ છે. તપશ્ચર્યાનો ઇતિહાસ છે. વાંચનારને વાંચવાની કિમ્મત અનેકગણી વાળી આપનાર ઇતિહાસ છે.

પણ જ્યારે અમે આમ કહીએ છીએ ત્યારે આયર્લેંડની સર્વપ્રવૃત્તિ સાથે અમે સહમત છીએ એમ નથી. આયર્લેંડના ભડવીર ડી. વેલેરાની છેવટની પ્રવૃત્તિ, ફ્રી સ્ટેટ સામેનો તેનો બળવો, બહુમતી સામે તેણે ચલાવેલી ખુનરેજી સાથે અમે સહમત નથી.

વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતા વૃત્તાંતો અનુસાર જો, સામાન્ય શહેરીઓના, વિરૂદ્ધ મતધારી સભાસદોના, જાન માલ બાળી દેવાનું જીવન તેણે સ્વીકાર્યું હોય, તો તો, એ ઉત્સાહનો અતિરેક છે, તે ત્યાજ્ય છે–વર્જ્ય છે.

અમે એવા અહિંસાવાદી નથી કે આયર્લેંડ અને ઇંગ્લાંડ વચ્ચેની પરિસ્થિતિ જેવા સંજોગોમાં પણ, અહિંસાવાદમાંજ માનવાનો દંભ કરીએ. પણ અમે એમ કહીએ છીએ કે ગ્રીફીથ કે કોલીન્સના દેશાભિમાનને, તેમના જીંદગીભરના બલિદાનો પછી, માત્ર તેમની સાથેના મતભેદને કારણેજ તિરસ્કારી કાઢવા, તેમના જાનમાલને હણી નાખવા દોડવું એમાં નિર્દયતાની પરિસીમા છે, ગાંડપણની અવધિ છે.

એમાં બે વાત છે. એક તો એ કે એમાં મતસહિષ્ણુતાનો અતિ અભાવ છે; બીજું બહુમતવાદ ઉપર આકરો આઘાત છે. જો બધા જ અલ્પમતવાદીઓ, બહુમતવાદીઓ ઉપર આમ આક્રમણ જ કર્યા કરે તો દુનિયાનું તંત્ર કઇ રીતે ચલાવવું એ સમજાતું નથી અને દિલમાં દેશાભિમાનની આગ એકસરખા જોસથી સળગતી હોવા છતાં પણ તેની સાથેના વિચા-

રભેદને કારણે તેને દુશ્મન માની લેવામાં આવે તો માણસને સ્વતંત્ર વિચાર પ્રદર્શિત કરવાનો કશો અવકાશ રહેતો નથી. અને તેમાં પણ દેશના સામાન્ય શહેરીઓ ઉપર અત્યાચાર કરવા એમાં તો ક્રૂરતાની હદ હોય છે. ડી. વેલેરાને જો બહુ-મતવાદ નાપસંદ હોય તો તે બહુમતવાદને પોતાના તરફ ખેંચી લેવા તેણે ચળવળ કરવી જોઇતી હતી. પોતાના જ બાંધવો સામે હમેશાં Constitutional ધોરણસર લડાઇ હોય; મિત્ર અને દુશ્મન બન્નેને એક જ કક્ષામાં મૂકી નથી શકાતા. એટલે અમે માનીએ છીએ કે ડી વેલેરાની છેલ્લી પ્રવૃત્તિ નિંદ્ય છે; તેમાં એટલું પાપ ભર્યું છે કે તેનો સિદ્ધાંત સાચો હોવા છતાં, તેણે અને તેના પક્ષે આદરેલા પાપને બળે એનો મછવો ડુબશે. બાપુજી જેમ કહેતા હતા કે જ્યારે તેનું ધાર્યું નહીં થાય ત્યારે પોતે હિમાલય જઇ બેસશે. તેમ ડી. વેલેરાએ પણ એકાંત-વાસ શોધવો જોઇતો હતો, પણ આ નિર્દય અને નિષ્કારણ સંહારથી પોતાના હાથ ખરડવા નહોતા ઘટતા.

બાકી તો શું કહેવાનું હોય? પુસ્તક વાંચી જવાની સર્વને ભલામણ છે.

સૌરાષ્ટ્ર કાર્યાલય
તા. ૧૬-૪-૨૩

પ્રકાશક.

# અનુક્રમણિકા



# વાંચવા લાયક પુસ્તકો

| | | કિંમત. | પોસ્ટેજ. |
|---|---|---|---|
| ૧ | મરણિયું આયરલાંડ | ૦-૧૨-૦ | ૦-૩-૦ |
| ૨ | ડોશીમાની વાતો (સચિત્ર) પ્રત ૧ ના | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૩ | કુરબાનીની કથાઓ | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૪ | એશિયાનું કલંક | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૫ | ઇશુનો અવતાર | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૬ | કાઠિયાવાડનો રાજદ્વારી ઇતિહાસ | ૦-૬-૦ | ૦-૧-૦ |
| ૭ | મહાત્માજીનો મુકર્દમો | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૮ | મહાત્માજીના પત્રો | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૯ | નામદાર વાઈસરોયની મુંઝવણ | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૧૦ | પ્રભુ-સત્ય-દેશને ખાતર | ૦-૪-૦ | ૦-૦-૬ |
| ૧૧ | સૌરાષ્ટ્ર પેડ | ૦-૫-૦ | ૦-૩-૦ |
| ૧૨ | સૌરાષ્ટ્રના શુભચિંતકો (કેલેન્ડર) | ૦-૮-૦ | ૦-૧-૦ |
| ૧૩ | સૌરાષ્ટ્રનો શિરતાજ (કેલેન્ડર) | ૦-૬-૦ | ૦-૧-૦ |

૧૪ ગાંધી ગર્જના
૧૫ વીરહાક
૧૬ સત્યાગ્રહીની કૂચ
૧૭ સત્યાગ્રહી બ્હેનોની કૂચ
૧૮ તૈયાર હિંદુસ્થાન
૧૯ ગાંધીજીનો ગરબો
૨૦ ભારત માતાનો ગરબો
૨૧ પૂજ્ય માતુશ્રીની આજ્ઞા
૨૨ અર્ધાંગનાનો અરજ

} પ્રત (સો ૧૦૦)ના રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૩-૦

આખો સટ મંગાવનારને પોસ્ટેજ માફ.

**સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર.**

બી. એસ. રેલ્વે. કાઠિયાવાડ.

# એ અવિનાશી દેશ



આયરલાંડને કોણે હણ્યું? નવમા સૈકાની એક પ્રભાતે નોર્સ અને ડેનમાર્ક દેશના નિવાસીઓ એને કિનારે ઉતર્યા, આગ અને તલવાર લઇને એ નાના રમણીય ટાપુ ઉપર પથરાઇ ગયા, લુંટ ચલાવી, દેવાલયો બાળ્યાં, કતલ આદરી, કિતાબો ડુબાવી, દાગીનાઓ ચોર્યા, દેશવાસીઓને ગુલામો બનાવી પરદેશની બજારમાં વેચ્યાં. શું આ જંગલી શસ્ત્રધારીઓને હાથે આયરલાંડ હણાયું હતું?

ઇતિહાસ કહે છે, ના, ના. લુંટારાઓ આવ્યા, બસો વરસ સુધી કતલ કરી કરીને થાકયા. બ્રાયન નામનો એક વીર ડાકોર જાગ્યો. પોતાનો મોટો ભાઇ મન્સ્ટર પ્રાંતનો રાજા હતો. રાજાને તો પરદેશીઓ સાથે સલાહ કરી શાંતિ ભોગવવાનું ગમ્યું. બ્રાયન ડાકોરે ભાઇને મેણાં દીધાં કે "ભાઇ, પરદેશીઓની શાંતિભરી પરાધીનતા ગમે તેવી મીઠી હોય, પણ ક્ષત્રીને એ ન છાજે. મારે ગુલામની શાંતિ ન જોઇએ, દેશનો સંહાર થઇ જવા દઇશ, પણ દુશ્મનોને પગ મૂકવા નહિ દઉં." ૧૦૧૪માં એણે ડેનોને હરાવ્યા, વિજયના મેદાનમાં જ, દેશને સ્વતંત્ર જોતા જોતા એ સીતેર વરસનો વૃદ્ધ ક્ષત્રિય મુવો. પછી તો પરદેશીઓએ એ ટાપુને કિનારેજ પોતાનાં ઘર બાંધ્યાં, પશુબળનો પરાજય કબૂલ કર્યો, આયરલાંડને પોતાનું વતન બનાવ્યું, આયરીશોને વહાણવટું અને વાણિજ્ય શીખવ્યાં. વિજેતા બનીને આવ્યા તેજ વશ થઇને રહ્યા. શમશેરના ઘાથી આયરલાંડનો નાશ થયો નહિ. એ રક્તપાત પછીનાં દોઢસો વરસ સુધી દેશભરમાં ઠેર

ઠેર દેવાલયે ને સાધુજનોના મઠો બંધાતા રહ્યા. રસ્તાઓ, અં પુલો બંધાયા. દરીયાપારથી નવી નવી કિતાબો લેવા પંડિત પહોંચી ગયા, અને કવિઓએ વીર વીરાંગનાઓની અમર કવિતાઓ છેડી.

આઠ આઠ શતકો થયાં એ ન્હાના ટાપુના વિદ્યાલયોમાં બેસીને યુરોપના પંડિતો તેમજ પાદરીઓ વિદ્યા લેતા, ઇંગ્લાં અને ફ્રાન્સના રાજકુમારો કવિતા અને ધર્મશાસ્ત્ર શીખતા, ઉચ્ચ કેળવણી લેવા છેક રોમથી અને મિસર દેશથી પણ પંડિ આવતા. આયરલાંડના પાદરીઓ યુરોપની અંદર ઠેર ઠે નિશાળો અને મઠો ખોલવા જતા. અને આખા યુરોપનં અંદર એક કાળ એવો હતો કે, યુરોપમાં કોઇને ગ્રીક ભાષ બોલતો જુઓ તો તે અવશ્ય આયરીશ હશે, અગર આયરીશની પાસે ભ ના હશે. આયરલાંડના વિજયો તો ધર્મના અને વિદ્યાના હતા, તલવારના નહિ. એના શૌર્યના સ્મરણ સ્થંભો કોઇ યુદ્ધક્ષેત્રમાં નથી ખડા થયા, પણ લક્ષોલ, સેન્ટગોલ, બોબીઓ, આયોના, લીંડીસફર્ન અને માલ્મ્સબરીના મહા પ્રતાપી મઠોની અંદર. રોમન મહારાજ્યની સંસ્કૃતિને ન સ્વીકારનાર સ્વાભિમાની એ આયરલાંડ અરધી દુનિયાને પોતાને દ્વારે બોલાવી રહ્યું હતું.

ત્યારે શું પંદરમા સોળમા અને સત્તરમાં સૈકાની અંદર આયરલાંડ પેલી ઇંગ્લાંડની રાણી મેરી, એલીઝાબેથ અગર ઘાતકી ક્રોમવેલના લોખંડી પગ તળે ચગદાઇ ગયું? મહારાણી મેરીના રાજ્યમાં આયરલાંડની બજારો ખોટાં નાણાંથી ઉભરાણી, એની જમીન ઉપરથી એની માલીકી રદ્દ થઇ, એના સ્વદેશી પોષાક પહેરવેશનો પ્રતિબંધ થયો, એની મીઠી સંગીતમયી ભાષાને

ભૂંસી નાખવાના કાયદા થયા. ઇલીઝાબેથની સેનાઓ સ્ત્રીઓને અને બચ્ચાંને સંહારતી ગઇ, રે ! માતાના સ્તન ઉપર ધાવતાં સુકોમળ બાળકોને ઉખેડી ઉખેડીને મારવામાં આવ્યાં, અને એ દેશના મોટા મોટા ઠાકોરોને ઝેર દેવા મારાઓ ગોઠવવામાં આવ્યા. પછી પેલા ઇંગ્લાંડની પ્રજાના પૂજનીય, પ્રજાસત્તાકના સ્થાપક, ને જાલીમ રાજાનાં ડોકાં ઉડાવનાર મુક્તિદાતા ક્રોમવેલે આયરલાંડ ઉપર તો અત્યાચારો કરવામાં કંઇ યે બાકી ન રાખી. ઠંડે કલેજે એણે વહાણો ભરી ભરીને ગુલામોને અમેરીકામાં વેચ્યા. ત્રીજા ભાગની વસ્તીને આ રીતે તલવારે, દુષ્કાળે અને દારૂણ રોગે ભરખી લીધી. શું આ ત્રણસો વરસની ખુનામરકીએ આયરલાંડના ખોળીયામાંથી એનો જુગ જુગનો જૂનો જ્વલંત પ્રાણ ખુંચવી લીધો ?

ના, ના. ઇતિહાસ અટ્ટહાસ કરીને ડોકું ધુણાવે છે, ના પાડે છે. એ ત્રણસો વરસો દરમ્યાન પણ આયરલાંડની પ્રજાએ તો સામી છાતીએ ચાલીને જ ઝખ્મો ઝીલ્યા છે. ૧૬૪૧ નાં ઠાકોર ઓનેલનાં સંભારણાં હજુએ નથી ભૂલાયાં. એણે હાકલ કરી ત્યાં દેશ હાજર થયો, પોતાના સૈન્યને એણે શાં શાં વેણ કહ્યાં ? એણે રણમેદાનમાં અવાજ કર્યો કે “ જુવાનો, પ્રભુને નામે, તમારા પુરાતન દેશને નામે આજ રણમાં ધસો–લોહીની તરસને વાસ્તે નહિ ! ” ૧૬૪૬માં એનો પ્રચંડ વિજય થયો, બીજે વરસે એ માંદગીને બિછાને મર્યો–એની જીભને ટેરવે એકજ વાત, “ આયરલાંડ, મ્હારૂં સ્વતંત્ર આયરલાંડ. ” આવી આવી લડાઇઓ લડાણી, લોહી રેડાયાં, વસ્તી ઘટી, તથાપિ યુરોપને બંદરે બંદરે આયરીશ સોદાગરોનાં વહાણ પહોંચતાં, પોતાની જમીન હારી બેઠેલા ઠાકોરો બહારવટે ચડીને મરતા, અને કુંજોમાં કે સાગરને કિનારે બેસીને કવિઓ ને

ચારણો વીરરસભરી કથાઓ કવિતાઓ જોડતા. દેશનિકાલ થયેલા હજારો તરૂણો યુરોપી રાજ્યોની સેનામાં રહી ઇંગ્લાંડની સામે યુદ્ધ ખેલતા. ત્રણસો વરસો સુધી એ પ્રજાની નસેનસ ઇંગ્લાંડનાં ભાલાંથી વીંધાણી, પણ એમાંથી તો સદા તાજાને તાજા શોણિતની શેડો છૂટતી ગઇ. આયરલૅંડને ગળેથી એકેય ગીત ઓછું ન થયું, કે ન તો એના અંગમાંથી લોહીનું ટીપું ઓછું થયું. સદાય નવપલ્લવિત, ને નિત્ય નિત્ય નવરૂપધારિણી એ પ્રજાનો પ્રાણ આગના ભડકાની વચ્ચે આબાદ રહ્યો. કારણ કે એનો ભૂતકાળ એ ન ભૂલી, એનું આત્મભાન ન વિસરાયું.

ત્યારે શું એ પ્રજા અઢારમી સદીમાં નીચે પડી? ઇંગ્લાંડની સરકારના પરવાના વિના એનો એકેય સાધુ સંત ન જીવી શકે, એના બનાવેલા ઉનના માલ સામે સંસ્થાનોનાં બારણાં બંધ થાય, બીજા દેશમાં માલ મોકલે તો એના ઉપર અસહ્ય જગાત પડે, આખરે ઉનના માલની નિકાસ સદંતર બંધ થાય, એનાં ઢોર ઢાંખર કે અનાજ ઇંગ્લાંડની અંદર દાખલ ન થઇ શકે, એનો તમામ વેપાર વિલાયતનાં બંદરો મારફત જ થવાના કાયદા નીકળે, એ કાચનો ઉદ્યોગ આદરે ત્યાં તો કાચની નિકાસનો જ પ્રતિબંધ થાય, એનાં મુલાયમ રેશમ ઇંગ્લાંડમાં મોકલી ન શકાય! એનો એકેએક હુન્નર જન્મવાની સાથે જ ચંપાઇ ગયો, અને એના કિનારા પરનાં બંદરો સુનકાર વેરાન સમાં બનીને એની પડતીની અબોલ સાક્ષી પૂરતાં ઉભાં. એનાં વેપાર વાણિજ્ય ખોવાયાં, એટલે પ્રજા પોતાની જનેતા જમીનની માલેકી લેવા દોડી, ત્યાં પણ એનું નિકંદન ચાલ્યું. જમીનદારોએ પ્રજા પાસેથી ભાડાં ચુસ્યાં, પ્રજા ભૂખે મરતી થઇ. ત્યારે શું આ ૧૮ મા સદીના

ભુખમરાએ આયરલાંડને જેર કરી નાંખેલું? ખાલી હોજરી શું પ્રજાના હૈયાને ધબકતું અટકાવી શકે છે? આખરે શું પેટ ભરીને જ જીવી શકાય છે?

ઇતિહાસ તો હજુ યે હાંગી કરીને કહે છે કે, "ના, ના. આયરલાંડનો આત્મા તો એ ભૂખમરાને સમયે પણ એવો ને એવો સબળ હતો. કાયદો ડોળા ફાડીને ઉભો હતો ત્યારે પણ આયરલેંડના પુરોહિતો પારીસમાં અભ્યાસ કરી કરીને પોતાના પ્રજાજનોને કોઇ ગુફા ગહ્વરોમાં, કે અરણ્યો અટવીઓમાં ઉપદેશ દેતા હતા, સરકારી પ્રતિબંધની સામે હસીને પાદરીઓ શરણાઇ વગાડનારાનો વેશ ધરી સંગીતદ્વારા ગામડે ગામડે બાઇબલ સંભળાવતા, લોકોનાં હૈયાં ધર્મભાવનાથી ભીંજાયેલાં જ રહેતાં. અને ભાષાને ચગદી નાખવાના ઉઘાડા કાયદા તો શરમાતા ઉભા રહ્યા, જ્યારે છેક અમેરીકાની અંદર પણ શુદ્ધ, સુંદર આયરીશ જબાન વિસ્તરી ચુકી, દેશનાં એ ઉજ્જડ ખંડેરોની વચ્ચે પણ ગાયકોના, ને શાયરોના અવનવા કાવ્ય-સ્વરો છૂટવા લાગ્યા, અંગ્રેજ સરકારની આણ ઓળંગીને ગામડે ગામડે સેંકડો દેશી નિશાળો ચાલવા લાગી, પોતાની દેશી પાર્લામેન્ટના દુરાચારો એને ન સ્પર્શી શક્યા. ત્યાં પણ એ નવ-જાગૃત પ્રજાએ અવાજ ઉઠાવ્યો. એક બાજુ એ પ્રજા કવિતા ગાતી રહી, રણગીતો ને વીર કથાઓ જોડતી રહી, શાળાઓ ચલાવતી રહી, બાઇબલનો બોધ આપતી રહી, બીજી બાજુ પોતાનાં વેપાર વાણિજ્યનો વિનાશ કરનારી, ને પોતાના ખજાનામાંથી વિલાયતના રાજાની રખાયતોનાં પેન્શનો ખેંચી જનારી વિલાયતી સરકારને એણે મ્હાત કરી. શી રીતે મ્હાત કરી? કાલાવાલા કરીને નહિ, દલીલો દઇ દઇને નહિ, પણ

બંદુક બતાવીને. અમેરીકાવાસીઓએ ઇંગ્લાંડની સામે યુદ્ધ માંડેલું અને ફ્રાન્સ અમેરીકાની કુમકે જાતું હતું. ફ્રાન્સ આયરલાંડ ઉપર હલ્લો કરે તેવા ભયથી આયરલાંડે પોતાના કિનારા ઉપર શસ્ત્રધારી સ્વયંસેવકો ખડા કર્યા. એ સ્વયં-સેવકોની ફોજ કાયમ બની ગઇ, ગ્રેટામ નામના દેશ-નેતાએ અંગ્રેજ સરકારને એ સેનાનું જોર બતાવીને દબાણ કર્યું કે "અમારા કાયદા અમારી પોતાની જ પાર્લામેન્ટ ઘડી શકશે, તમે નહિ." હથિઆરની દલીલ અંગ્રેજ સત્તાએ એકદમ સાંભળી, ૧૭૮૨ ની સાલમાં ગ્રેટામે વચન મેળવ્યું કે "અમારી પાર્લામેન્ટ જે કાયદા કરે તેજ અમે પાળીશું. રાજા જ્યોર્જ અમારી ઉપર રાજ્ય કરશે તે ઇંગ્લાંડના રાજા તરીકે નહિ, આયરલાંડના રાજા તરીકે." આવી પ્રજાનો પ્રાણ લાંઘણોથી ન જાય. એ તો ઉંડેરા આત્માનાં અવિનાશી જોર છે, આત્મભાનનાં એ ગુપ્ત સામર્થ્ય છે. એને જંજીરો ઝકડી શકે નહિ.

અઢારમા સૈકાની આખરમાં ઇંગ્લાંડના પ્રધાનોને સૂઝ પડી કે શું કરવું! એક કરોડ રૂપીયાની કોથળીઓ છુટી. આયરીશ પાર્લામેન્ટના સડેલા સભાસદોનાં ગજવાં ભરાયાં. આયરલેન્ડની પાર્લામેન્ટ વિલાયતની પાર્લામેન્ટ સાથે ભેળવી દેવામાં આવી, પ્રજાજનો પોકાર કરતા રહ્યા. પ્રજાનો વિનાશ આરંભાયો.

અત્યાર સુધી પ્રજાને પોતાના ઘરની સડેલી પાર્લામેન્ટમાં કશો યે રસ નહોતો, એને કોઇ પાર્લામેન્ટના દંભી પ્રજા પ્રતિનિધિઓના રક્ષણની, કે આશરાની આશા નહોતી, અને એજ કારણે પ્રજા સ્વાવલંબી હતી, સહનશીલ હતી, જાગૃત હતી. એનું ચિત્ત કોઇ વાદવિવાદના કાવાદાવામાં નહોતું ભૂલું પડ્યું. એની નજર હતી પોતાના નિજના જ પિતૃધામ ઉપર, પોતાની

મીઠી ગેલીક ભાષાના સંરક્ષણ ઉપર, પોતાની સંસ્કૃતિ અને રીતિ નીતિ ઉપર.

હવે એ ચિત્ત ભટકવાં ચાલ્યું. દેશનું ભાવિ ઘડનારા ડબ્લીનમાંથી લંડન જઇ બેઠા. આયરલાંડના જીવન મૃત્યુના સવાલો વિલાયતી પક્ષાપક્ષીનાં કેવળ રમકડાં બની ગયા. પ્રજા પ્રતિનિધિઓએ અંગ્રેજી ભાષા ધારણ કરી, અંગ્રેજી પોશાક, અંગ્રેજી રીતભાત, વાકછટા, અને લાંચ રૂશ્વતો સ્વીકાર્યાં. પ્રજાને અને પ્રતિનિધિઓને છેટું પડી ગયું.

અને પેલા જમીનદારો પણ ચાલ્યા ગયા જ્યાં રાજધાની હતી ત્યાં, લંડનમાં. એણે પોતાના ખેડુતોને રઝળતા મૂક્યા. વરસ દિવસે વીઘોટી ઉઘરાવવા ઉપરાંત કશો રસ એ વિલાસીઓને પોતાની જમીનમાં ન રહ્યો.

રાજ્યનું નાણું વિલાયતમાં ઘસડાયું, એટલે એની પાછળ પાછળ ખેંચાયા બધા વેપાર રોજગારો, હુન્નર ઉદ્યોગો, મુડીદારો, વેપારીઓ અને પરિણામે ઉદર ભરવા અર્થે ન્હાના મોટા સંખ્યાબંધ પ્રજાજનો.

આની અસર આયરલાંડમાં શું થઇ ? અદાલતોની, વેપારીની ને ઓફીસોની ભાષા અંગ્રેજી બની. પ્રજાજનો એ મોહિનીમાં ખેંચાયા, આત્મભાન ભૂલાયું, યશસ્વી ભૂતકાળ સાથેની સ્નેહ-ગાંઠ છૂટી ગઇ. ક્યાં એ શૌર્ય–કથાઓ ! એ પૂર્વજોનાં પરાક્રમોની ચારણી બિરદાવલીઓ ! એ મધુરા મધુરા મનોભાવ આલેખતી આયરીશ કલાઓ ! રમત ગમ્મતો ! ઉત્સવો આનંદો ! પંચાવન લાખ આયરીશોના અંતરે અંતરમાં ઉભરાતી એકજ તરેહની એકજ તાલવાળી, એકજ સ્વરભરી, વેદનાની કે સુખની ઉર્મિઓ ! પ્રજા પ્રતિનિધિઓ પોતાની જબાનમાં બોલતાં શરમાય; વર્ત-

માનપત્રોનાં અંગ્રેજી લખાણો માત્ર મુઠ્ઠીભર શહેરીઓજ વાંચી શકે, નિશાળોમાં ફરજીયાત અંગ્રેજી દાખલ થાય. પ્રજાનાં બાલકો ભણી ભણીને કેવળ વિલાયત ઉપરજ નજર માંડે. પોતાનું બધુંય એ ભરમાયેલાં બચ્ચાંને અકારૂં જ લાગે.

કેવો એ દેખાવ થયો ? નાનાં નાનાં ભાઈ બ્હેન આંકડા ભીડીને ગામડાની વાડીઓમાં કિલકિલાટ કરતાં રમતાં હોય, અચાનક શહેરની મેદનીમાં જઈ ચડે, ચોમેરની મોહભરી સૃષ્ટિ સામે ટાંપી રહે, અને ન માલુમ ક્યારે એક બીજાથી છૂટાં પડી જાય, લોકોની ભીડમાં ભૂલાં પડી જાય, બનાવટી રમકડાંને નિહાળતી નજર તલ્લીન બની જાય, અને પછી થાકે ત્યારે સાંભરે કે હાયરે ! મારી બ્હેન ક્યાં ? મારો ન્હાનો ભાઈ ક્યાં ? આ પ્રચંડ મેદનીમાં ક્યાં શોધું ?

આવુંજ આયરીશ પ્રજાનું બની ગયું. ભાષા ભૂલવાની સાથેજ વિદેશી ભાવો જીવનમાં ભરાયા, પોતાના ગામડીયા બંધુજનની સાથે, રે ! અંગ્રેજી ન જાણનારા પોતાના ખુદ કુટુમ્બીજનની સાથે એનો મેળ મળતો બંધ થયો.

આખા ૧૯ મા સૈકામાં આયરલાંન્ડની એ હાલત ચાલુ રહી. પાંચ પાંચ સૈકા સુધી ચાલેલાં વજ્રનાં શસ્ત્રોથી, દાવાનળથી, કે વેપારને હણી રાખનારા જાલીમ કાયદાથી જે સંહાર નં થઇ શક્યો તે સંહાર—અઢારસો વરસની પ્રૌઢ પ્રચંડ પ્રતાપવંતી એક પ્રજાનો સંહાર—એકજ સૈકાનાં આ છૂપાં શસ્ત્રોથી આ સંસ્કૃતિની બનાવટી કેળવણીથી આ ચુપચાપ પગપેસારા ( Peaceful Penetration ) થી થઇ ગયો. કારણ ? કારણ કે અગ્રેસરોએ તો પોતાના દેશનો ઉદ્ધાર ત્યાં, લંડનની પાર્લા-

મેન્ટમાં વક્તાના માથડા ઉપરજ માન્યો. એને મન તો રાજકીય સ્વતંત્રતાજ પરમ મુક્તિ સમાન લાગી, એને તો વિદેશી ઢબના હોમરૂલનીજ ઘેલછા લાગી. વાદવિવાદના દાવપેચમાંજ એને તો પોતાની શ્રેષ્ઠતા સમજાણી. એની નજરમાં એકજ ચિત્ર રમ્યા કરતું હતું કે પ્રજાકીય ઉદ્ધાર માત્ર પ્રજાતંત્રથી થાય. પ્રજાતંત્ર એટલે મતદારોનાં ટોળાંને ફુસલાવી દઇ દઇને, મોટરો મ્હેફીલોની મઝા કરાવી કરાવીને, દારૂની પ્યાલીઓ પાઈ પાઇને ચુંટાયેલાં પાણંટી વકીલો મુત્સદ્દીઓ કે કૂટ રાજનીતિજ્ઞોનું એક મંડળ–જે પેલા દેશના આંતર ભાગમાં બેઠેલા અજાણ્યા ખેડુનું ફાવે તેવા કાયદાઓ કરીને નિકંદન કાઢે, સમાજની આંતર–ભાવનાને સમજ્યા વિના ગમે તેવા બ્રણ ખરડાઓ પસાર કરે,– માત્ર નામ બદલીને એની એ પ્રાણઘાતક પરદેશી સંસ્થાઓને નભાવે, પ્રજાને રસાતાળે મોકલે.

એવાં ઉદાસ વરસો આખરે આ બંદીવાન પ્રજાને માથે આવ્યાં. અને પ્રજાના અગ્રેસરો ભૂલી ગયા કે કેવળ રાજ્યદ્વારી સ્વતંત્રતા (Political independence) ઉપરાંત પણ પ્રજાના જીવનની ઉંડેરી સ્વતંત્રતા–આત્માની કે સાંસ્કૃતિની સ્વતંત્રતા હોઇ શકે. આખી કુમ્બોમ વિલાયતી રંગમાં રંગાઇ ગઈ. ગુલામીનાં થોડાં વરસો ગયા પછી પેલો મહારથી પારનેલ રાજ્યદ્વારી મેદાન પર આવ્યો. એણે એ દંભી બ્રીટીશ પાર્લામેન્ટની ઇજ્જત તોડી. એણે કાલાવાલા કે દાવપેચને બાજુએ મૂકી સામી છાતીએ ખુલ્લા શબ્દોમાં યુદ્ધ માંડયું એણે ડગલે ને પગલે પાર્લામેન્ટને મુંઝવવાનું આદર્યું. આયરલાંડના કિસ્મતનું રમકડું બનાવી ખેલ્યા કરવું, એના સવાલનો નિકાલ જેમ બને તેમ ખોરંભાવવો, વેપારની દમનનીતિ આદરીને એ પ્રજાને

ભૂખે મરતી કરી પરદેશને આંગણે રખડાવવી, બાકી રહે તેના જીવન-પ્રવાહને વિલાયતી મોહનીથી કલુષિત કરવો અને આ રીતે આખરે-Peaceful Penetration થી-ચુપચાપ સંહારથી-એ પ્રજાની ગુલામી કાયમ કરવી-આ ઇંગ્લાંડને છુપો મનોરથ! પારનેલે એ મનોરથની સામે ઝપ્પા ઝપ્પી આદરી. થોડો ઘણો વિજય મેળવ્યો, પણ આખરે એ મહારથી પણ રાજ્યદ્વારી કુટિલતાના વમળમાં આવી ગયો. એણે તોબાહ પોકારી. ખટપટનો યુગ મંડાયો. પક્ષાપક્ષીનાં વિષ રેડાયાં. ગાળાગાળી ચાલી. પ્રજાએ પાર્લામેન્ટ તરફથી મ્હોં ફેરવ્યું. પ્રજા થાકી. પ્રજાએ શું જોયું? જોયું કે ચોપન લાખની વસ્તી એક સો વરસમાં સાડાચુમાલીસ લાખની સંખ્યા પર આવી ઉભી. દેશજનો ન્હાસી ન્હાસીને વતન છોડવા લાગ્યા.

પહેલા વીશ વરસની અંદર જ પ્રજાના એક અબજ અને પાંચ કરોડ રૂપીયા તો કેવળ ભાડાં ખર્ચના જ વિલાયતમાં તણાયા. અને પ્રત્યેક વરસે એ કંગાલ દેશના ગજવામાં ની ચાર કરોડથી વધુ રૂપીયા એના રક્ષક પેલા અંગ્રેજ સામ્રાજ્યને ખંડણીના અપાતા ગયા.

૧૮૯૧ થી ૧૮૯૮ સુધીનો એ ઉદાસીનતાનો દશકો એળે ન ગયો. પ્રજાએ પોતાની અંદર નજર કરી. એણે પોતાનો આત્મા તપાસ્યો. એણે નિઃશ્વાસ નાખ્યો કે હાય રે! એકની જ પાછળ ભટકવામાં બીજું કેટલું કેટલું ભૂલાયું? કેટલું કેટલું ખોવાયું? દેશની આર્થિક આબાદીની દરીયાને પહેલે પાર દુર્ગંધ મારતા લંડનમાં ગોતવા જતાં આત્માનું નૂર, ચારિત્ર્યનું તેજ કયાં ગુમાવ્યાં? ગુલામીની સાંકળો આપણા અંગ ઉપર તપાસતા હતા, ત્યાં તો આપણા આત્માની આસપાસ બેડીઓનાં બંધ લેવાઇ

ગયાં ! આપણી સુમધુર ભાષા ખોવાણી, આપણા પુરાતન રમત ગમ્મતો ઉત્સવો ખોવાયા, ચારિત્ર્યની ભવ્યતા ગઇ, આપણાં સ્વમાન હાર્યાં ! કેવળ હોજરી ભરીને આપણે શું કરવાના ? આપણા પુરાતન આનંદો કયાં ? નક્કી આપણે માર્ગ ભૂલ્યા.

ત્યારે આયરલાંડને કોણે બચાવ્યું ? એ મુડદાની અંદર કોની ફુંકે પ્રાણ જાગ્યા ? એ જગાડનારા ત્રણ અજાણ્યા તરૂણો, જેની પાસે લક્ષ્મી નહોતી, કે પદવી નહોતી, હતો કેવળ પુરાણી માતૃભાષા પર ઉભરાતો પ્રેમ. એક તો કોઇ ન્હાનકડા ગામડાનો પાદરી હતો, એનું નામ ડગલાઝ હાઇડ. બીજો પાદરી ઓ ગ્રાઉની, ને ત્રીજો એક ગામડાની શાળાનો મહેતાજી, પેલો ૧૯૧૬ ની અંદર પ્રાણ દેનારો સળગતો મેક નેઇલ. ત્રણેએ ૧૮૯૩ માં એક મંડળ સ્થાપ્યું, જેનું નામ "ગેલીક લીગ." એ રાજ્યદ્વારી મંડળ નહોતું કે નહોતું કોઇ ધર્મ કે પંથનું વાહન. એણે તો આયરલાન્ડની મરવા પડેલી જબાનને જીવન દીધું. અજબ વાત તો એ બની કે દેશને ખુણેખુણેથી એની ચોપાસ પ્રજાજનો વીંટળાઇ વળ્યા, કેમ જાણે ખોવાયેલાં બાળકોએ માતાનો સાદ સાંભળ્યો હોય ! પક્ષ કે મતના ભેદો ભૂલાયા, પાદરીઓ આવ્યા, સંસારીએ પણ ટોળે મળ્યા, ખેડુતો અને વેપારીઓ પણ દોડયા. ભૂલાયેલો અને ડોળાયેલો ઇતિહાસ ફરીવાર માદરી ઝબાનમાં લખાવા લાગ્યો, પુરાણાં નૃત્ય ગીત શીખવાવા લાગ્યાં, પાંચ સૈકા પહેલાના ઉત્સવો યોજાયા, આયરીશ રમત ગમ્મતો, કુસ્તી-કવાયતો ફરીવાર ફુટી નીકળી. વિલાયતી રીતભાત કે આચાર વિચારની ઉપર આક્રમણ ચાલ્યું. ફરી એકવાર એ કરમાયેલી વાડી સાચી સ્વદેશી સૌરભથી મ્હેકી ઉઠી. દેશના તરૂણો જે હજારોની સંખ્યામાં પરદેશ જતા હતા તેનું ચિત્ત

વતન ઉપર ચોંટવા લાગ્યું. એક દીવામાંથી જેમ અનેક દીવા પ્રગટાય તેમ એક એ મંડળીમાંથી આયર્લાંડના પુનરૂદ્ધારની અપરંપાર ચળવળો પથરાઈ ગઇ.

એ પલટો હતો. એ ઉંડા પ્રાણનો પલટો હતો. એ ઉથલપાથલથી આખી પ્રજા ખળભળી ઉઠી, પણ લગારે કોલાહલ ન સંભળાયો. શુ ામીની સામે એ ચાલીસ લાખનાં કાળજાં કુમકુમા ઉડયાં, પણ બંદુકનો એક ગોળીબાર પણ ન થયો. આખી પ્રજાના રાજ્યદ્વારી વિચારો ઉથલાવી નાખ્યા પણ વિદેશીઓને એ દેખાયું જ નહિ. એ પ્રચંડ ઉથલ પાથલમાંથી, એ શાંત સળગતી શગડીની અંદરથી, ગ્રીફીથ, માઇકેલ, પીયર્સ, ઓકોનેલ અને ડીવેલેરા સરખા અંગારાઓ છૂટ્યા. આખો દેશ માત્ર એકજ જીવન મંત્ર ગર્જી ઉઠ્યો કે, "Sinn fein," "અમે પોતે." અમેજ અમારા રક્ષક, ઉદ્ધારક પાલક, ને પોષક. કેવળ અમે પોતે. તમે પરદેશીઓ નહિ ! ચાલ્યા જાઓ તમારે ઘેર. ચાલ્યા જાઓ.

કોણ હતો એ ગ્રીફીથ ? ન્હાનકડા વર્તમાન પત્રનો અધિપતિ ! કોણ હતો એ પીયર્સ કે જેણે ૧૯૧૬ના સુંદર એપ્રીલ માસની એક પ્રભાતે પ્રજાના બંદુકધારી તરૂણોને હાકલ કરી, બ્રીટીશ સામ્રાજ્યને કંપાવ્યું, અને બીજી પ્રભાતે જેની છાતી સરકારની ગોળીએ વીંધાણી ? એક ન્હાની સરખી નિશાળનો એ શિક્ષક હતો. શિક્ષણના નવા અખતરા કર્યા કરતો, બાલકોને ગવરાવવા એ ગીતો જોડતો. મૃત્યુની મધુરતા ઉપર એ કવિતા લખતો, બિલાડીનું બચ્ચું મરી જાય તો એની આંખમાંથી આંસુ ઝરતાં, બગીચામાં વાવેતર કરતી વેળા એક ન્હાનું જીવડું ચગદાઇ જાય તો એ હાથમાં કોદાળી લઇને થંભી જતો !

અને કોણ છે એ હજુ યે રાજાતો ચીથરેહાલ, અડગ, ડી વેલેરા, કે જેને ચાલીસ લાખ પ્રજાજનોએ ૧૯૧૮ની એક પ્રભાતે પોતાનો રાજા કરી સ્થાપ્યો ? આયરલાન્ડની શાળામાં ગણિત ભણાવનારો એ એક શિક્ષક, જેને ડબ્લીન શહેરમાં જીવવા માટે પૂરા પૈસા નહોતા, જેના ફાટેલા કોટની અંદરથી વરસાદનાં પાણી નીતરતાં હતાં, બાઇસીકલ ઉપર બેસીને જે ગામે ગામનો ગારો ખુંદતો આથડતો હતો. અને પ્રજાસત્તાકનો પ્રમુખ હોવા છતાં પણ જેણે પ્રજાના કામ બાબત પણ મોટરમાં બેસવાની ચોખ્ખી ના પાડી હતી !

આ ભિખારીઓએ, જીવન મરણના હિસાબ પતાવીને ઘરથી બહાર નીકળી પડેલા આ અડગંગ તરુણોએ આયરલાન્ડને મરતું બચાવ્યું.

---

## પ્રકરણ ૨ જું.

---

## કાયદેસરની લડતનાં ફળ.

---

આ બન્ને પ્રજાઓ એક જ રંગની છે, એક જ ધર્મની છે, પડખોપડખ બેઠેલી છે, તેથી રખે ભારતવાસીઓ ભૂલાવામાં પડે કે બન્નેમાં કશી સમાનતા હશે, અગર એક બીજાને જૂના કાળનો કશો સંબંધ હશે. આયરલાંડનો ઇતિહાસ જણાવે છે કે બન્ને પ્રજાઓ છેક જુદી જ જાતિની અને જુદીજ સંસ્કૃતિની છે. આયરલાંડના લોકોને ગેઇલ કહેવામાં આવે છે. એ ગેઇલ પ્રજાની ઓલાદ આજ સુધી અખંડિત અને નિર્મળ

છે. ઇશુના જન્મ અગાઉ સત્તરસો વર્ષ ઉપર એ પ્રજાએ આયરલાંડની ભૂમિ ઉપર પોતાનું રાજ્ય સ્થાપ્યું, અને ત્યારથી માંડી અંગ્રેજ પ્રજાની સત્તા તળે આવ્યા સુધી તો અનેક સૈકા વીતી ગયા, છતાં આયરલાંડ આખાની અંદર એકજ કાયદા, એકજ ભાષા, અને એકુજ રાજાધિરાજ (High king) ચાલ્યાં આવ્યાં. અને ખ્રીસ્તી ધર્મ તો એ પ્રજાની અંદર હજુ પાંચમી સદીમાંજ દાખલ થયો. તે સિવાય સ્વભાવમાં કે મનોભાવોમાં પણ એ બે પ્રજાની વચ્ચે કશી સમાનતા નથી, એ બધું આગળ સ્પષ્ટ થશે.

દસમા સૈકા સુધીના એ પ્રજાના નિષ્કલંક ઇતિહાસ ઉપર આપણે નજર કરી ગયા, અને નિહાળ્યું કે કેટલી બધી શાંત સ્વભાવની આ ગેઇલ જાતિ છે ! એણે કોઇના ઉપર એક આંગળી પણ નથી ઉગામી. એની કમરમાં હથીયાર હતાં, બાવડામાં બળ હતું, છતાં એણે પારકી કોઇ પ્રજા ઉપર હિંસા નથી આદરી. કારણ, એનો આત્મા તો ધર્મ, કળા કે કવિતાના ભુવનમાં યશ મેળવવા ભટકતો હતો. એને ગમતું હતું ગાવાનું–તલવારો અથડાવવાનું નહિ. એનો શોખ હતો, સાધુ બનવાનો, સાધુની જમાતો જગત પર ખડી કરવાનો–સૈનિક બની લોહી રેડવાનો નહિ. એણે તો પ્રભુનો પ્રકાશ દેખેલો. સ્વર્ગનાં સ્વપ્નાં જોયેલાં; એને સામ્રાજ્યો સ્થાપવાના મોહ શી રીતે રહે ?

છતાં એનાં શૂરાતન ક્યાં છાનાં છે ? એની કવિતાએ એનાં કૌવત નથી નમાવ્યાં. એની ધર્મપરાયણતાએ એને બાયલો ન બનાવી દીધો. જ્યારે જ્યારે એને જેર કરી નાખવા સ્વાર્થાંધ ઇંગ્લાંડે ઘા કર્યા છે ત્યારે ત્યારે આ સાધુ–પ્રજા સાંખી નથી

રહી, સામે ઉઠી છે, છાતી પર ઘા ઝીલ્યા છે, તાબેદારી સ્વીકારી નથી.

૧૧ મી સદીમાં એના રાજાઓ નબળા પડયા. અંદર અંદર એક સંપી ન રહી. પ્રજા પણ માંહોમાંહે લડવા ઉઠી, ધર્મની અંદર પણ કુજીઆ પેઠા, એટલે અંગ્રેજ રાજાને તક મળી. અંદરનાજ એક ઠાકોરે અંગ્રેજ રાજા હેનરી બીજાની મદદ માગી. ૧૧૬૮, ૧૧૬૯, અને ૧૧૭૧ ના ત્રણ હલ્લાઓમાં આયરીશ પ્રજા હારી. અંગ્રેજ રાજાની સત્તા શરૂ થઇ. પછી તો પેલા ઠાકોરોને રાજાએ અંદરોઅંદર વઢવા દીધા. એક પછી એક ગાદી ઉપર જે જે અંગ્રેજ રાજાઓ આવ્યા તેણે આયરલાંડનો ઘાત કરવાનાજ ઇલાજો અજમાવ્યા. હેનરી સાતમાએ ૧૪૨૪ ની અંદર ફરમાન કાઢયું કે ઇંગ્લાંડના રાજાની તેમજ તેની પ્રીવી કાઉન્સીલની મંજુરી સિવાય આયરલાંડની ધારાસભા (પાર્લામેન્ટ) એક પણ ધારો ઘડી નહીં શકે. હેનરી આઠમાએ તો ૧૫૪૧ ની અંદર "આયરલાંડના રાજા" તરીકેની પદવી પણ ધારણ કરી લીધી. પછી રાણી મેરી, એલીઝાબેથ અને ક્રોમવેલના, ધર્મને નામે એ નિર્દોષ પ્રજા ઉપરના ઉઘાડા અત્યાચારો તો વર્ણવી ન શકાય તેવા છે. ૧૬૯૧ માં રાજા જેમ્સ બીજાના જમાઇ વીલીઅમે પોતાના સસરા જેમ્સ પાદશાહને આયરલાંડમાંથી નસાડી, સેનાપતિ સાર્સફીલ્ડને લીમરીકના મેદાનમાં શરણે કર્યો, પણ તે એક શરતે કે આયરલાંડની પ્રજાને ધર્મની સ્વતંત્રતા આપવી. એ કરારનામાનો કાગળીઓ ન ટકયો. ખુદ આયરલાંડનાજ પ્રોટેસ્ટંટોએ રાજા રાણીને ભરમાવ્યાં. કાગળીયાના ટુકડા થયા, કેથોલીકધર્મી પ્રજાને કપાળે અત્યાચારના કાયદાઓ એક પછી એક ચોંટાડવાનું શરૂ થયું. આયરલાંડના

લડવૈયાઓ પારકાં રાજ્યોની સેનામાં જોડાયા, અને એ લીમરીકની ઠગાઈભરી સંધિનું વેર વાળવા માટે પારકી સેનાઓની અંદર રહી યુરોપના મેદાનમાં અંગ્રેજોનાં લોહી રેડતા રહ્યા.

પછી તો આયરલાંડનાં વેપાર વાણિજ્ય ઉખેડી નાખવા ઇંગ્લાંડે શાં શાં પગલાં લીધાં તેનો ઇસારો થઈ ચુકયો છે. અને આખરે આયરલાંડની પાર્લામેન્ટના સડેલા સભાસદોને રૂશ્વત આપીને એ પાર્લામેન્ટને ઇંગ્લાંડની પાર્લામેન્ટ સાથે શી રીતે મિલાવી દેવામાં આવી તેનો પણ ઉલ્લેખ થયો છે. અંગ્રેજ પ્રધાન પીલે કોલ દઇને આયરીશ ધર્મગુરૂઓના મત મેળવી લીધા કે "હું કેથોલીકધર્મીઓ ઉપરના જુલ્મી કાયદાઓ કઢાવી નાખીશ." એ કોલ હવામાં ઉડી ગયો. બન્ને પાર્લામેન્ટનું આ મિશ્રણ, Union (યુનીઅન) એ નામે આયરલાંડના ઇતિહાસમાં મશહૂર થયું છે.

સિંહ અને મેંઢા વચ્ચેનું આ મિલન—આ યુનીઅનજ કેવળ એક સો વરસના સમયમાં આયરલાંડનું નિકંદન કરી શકયું છે. આયરલાંડનું ભાગ્ય પોતાના શત્રુઓની પરદેશી પાર્લામેન્ટમાં ઘડાવા લાગ્યું. એણે પોતાની ભાષા વિસારી, સમાજ વિસાર્યો, જૂની કળાઓ, રમત, ગમતો, ઉત્સવો, અંદર અંદરની સારી સંસ્થાઓ–બધુંય કરમાવા દીધું. કારણ, પ્રજાના અગ્રેસરોએ ફક્ત એકજ વાત પકડી કે આપણું ભલું કરવા માટે આપણે પાર્લામેંટમાં બેસીને આપણા લાભના કાયદા મંજુર કરાવવા જોઇએ.

એ પાર્લામેન્ટની ઝુમ્બેશનું શું શું પરિણામ આવ્યું છે? આપણે જોઇ ગયા કે જમીનદારો જઇને રાજધાનીમાં–લંડનમાં ભરાયા, એટલે એના ખેડુતોનો ધ્વંસ થયો; નેતાઓ જઇને

પાર્લામેન્ટની પક્ષાપક્ષીમાં પડી ગયા, એટલે પ્રજાની અને એમની વચ્ચે અંતર પડયું, આ તો યુનીઅનના પરિણામ રૂપે આંતરિક વિનાશ. પણ યુનીઅને ખુદ પોતાનેજ હાથે આયરલાંડનો સીધે-સીધો કેવો ઘાત કર્યો છે તે જોઈએ.

૧ યુનીઅન પછીના પેલાં ત્રીશ વરસમાંજ લંડનની અંદર જમીનદારોને રહેવાના ભાડા તરીકે દસ કરોડ પાંચ લાખ પૌંડ જેટલુંજ દ્રવ્ય આયરલાંડમાંથી નીકળીને લંડનમાં જઇ બેઠું.

૨ ૧૮૧૭ની અંદર આયરલાંડની નિરાળી તેજુરી જ બંધ થઇ. ઇંગ્લાડની તેજુરીમાં મિલાવી દેવામાં આવી. એટલું નાણું પ્રજામાંથી વહી ગયું.

૩ ૧૮૧૯–૧૮૨૦ના એકજ વરસની અંદર આયરલાંડે સાડા બાવન લાખ પૌંડની મ્હેસુલ ભરી. ત્યારે તેમાંથી ફક્ત સાડા પંદર લાખ પૌંડજ આયરલાંડના ઘર ખર્ચ માટે આપવામાં આવ્યા.

૪ આ રીતે આયરલાંડ એ એક સ્વતંત્ર મિત્ર ન રહી શકયું પણ પોતાના સાથી સામ્રાજ્યના અવર્ણનીય અત્યાચારો ના બદલામાં વરસ દહાડે ચાલીસ લાખ પૌંડની ખંડણી ભરનારૂં એક ખંડીયું રાજ્ય બની ગયું.

૫ રાજ્ય વહીવટના ખર્ચ ઉપરાંત ઇંગ્લાંડે પહેલા ચાલીસ વરસની અંદર આયરલાંડ પાસેથી સાડા બત્રીસ કરોડ પૌંડ ફાલ્તુ કઢાવ્યા.

૬ વીકટોરીઆ રાણીનો જે યુગ આખા જગતની આબાદીની તેમજ પ્રગતિનો મહાન યુગ કહેવાય છે તે જ યુગની અંદર આયરલાંડના હુન્નર ઉદ્યોગોની શી હાલત થઇ?

યુનીઅનને-મિલનને પ્રથમ વર્ષે રાજધાની ડબ્લીન શહેરમાં એકાણું કારખાના હતાં, તેમાં પાંચ હજાર કામદારો નભતા. ૧૮૪૦ની અંદર માત્ર બાર કારખાનાં રહ્યાં. સાતસો કામદારો રહ્યા. એક પણ ઉદ્યોગ જામ્યો નહિ. વીણી વીણીને ઉદ્યોગોને મારી નાખવામાં આવ્યા. આ પેલી યુનીઅનના-દોસ્તીના વખતનું આયરલાંડ !

૭ ૧૮૨૯થી માંડી ૧૮૫૮ સુધીમાં પાર્લામેન્ટની અંદર ખેડુની પ્રગતિને લગતા ત્રેવીશ ખરડાઓ આવ્યા અને તેમાંનો પ્રત્યેક ખરડો રદ ગયો. બીજી બાજુ અત્યાચારનાં પાંત્રીસ બીલ આવ્યાં. દરેકે દરેક મંજુર થયાં.

૮ રોમન કેથોલીકોને છૂટછાટ આપવાનો કાયદો(Catholic Emancipation act) મંજુર થયો તે તો બળવાની બ્હીકે, ઇન્સાફને ખાતર નહિ.

૯ એક હાથે કેથોલીકોને પ્રતિબંધોથી છૂટા કરવામાં આવ્યા અને બીજે જ હાથે ચાલીસ શીલીંગનું ભાડું ભરનાર ખેડુઓની પાસેથી ચુંટણીનો મત આપવાનો અધિકાર ઝુંટવી લેવામાં આવ્યો. એને પરિણામે શું થયું ? અત્યાર સુધી જમીનદારો પોતાની જમીનના ન્હાના ન્હાના ટુકડા કરીને ચાલીસ શીલીંગનું ભાડું ભરનારા અનેક ખેડુઓને પોતાની જમીન ઉપર નભાવતા અને એ ખેડુઓના મત મેળવીને ધારાસભામાં ચુંટાતા. હવે તો એ બધાને હાંકી કાઢવામાં આવ્યા. ગુજારાનું એકનું એક બાકી રહેલું સાધન ખેતી આ રીતે બંધ પડયું, ૩૦ વરસમાં સાડા ત્રણ લાખ ખેડુતોનાં કુટુંબો રઝળી પડયાં. "ભૂખ્યા અને ચીથરેહાલ ખેડુતો પોતાનાં ખાલી ઝુંપડાંમાં બેઠા બેઠા

ટગર ટગર જોઇ રહે, અને પોતાની સામેજ નજર કરે ત્યાં પોતાની પાસેથી ઝુંટવી લીધેલાં વિશાળ લીલાં ખેતરો નજરે પડે. એ દેખાવ જોઇને ગમે તેવા કઠોર પરદેશીનું હૈયું પણ ઉકળી આવે. ”

અંગ્રેજોએ સહુથી પ્રથમ પહેલો પગ મૂકયો અને આયરલાંડના પુરાણા જમીનમાલેકો કનેથી જમીન પડાવી લેવા માંડયું ત્યારથી જ જમીનની તકરારો શરૂ છે. નવા બની બેઠેલા જમીનદારોએ આયરલાંડને પોતાનું ઘર ન બનાવ્યું. ભાડાં લેવા ઉપરાંત આયરલાંડની અંદર એને કશી નિસ્બત નહોતી. અને તેઓ કાયમ બહાર જ રહેતા. પોતે જીતેલી જમીન સાથે તેઓનાં દિલને કશી યે સ્નેહ ગાંઠ ન બંધાણી. જમીન સુધારવા માટે એક દુકાની પણ તેઓએ નથી ખર્ચી. ખેડુઓજ પોતાનો પરસેવો નીતારીને, પોતાનાં લોહી રેડીને જમાન સુધારતા, ઘર બાંધતા, વાડ કરતા, રસ્તા બાંધતા. આ રીતે ખેડુ વધુ પાક પેદા કરતો થાય કે તરત જમીનદાર એનાં ભાડાં વધારે-અને તે વધેલી કમાણી કરતાં યે વિશેષ! આજ આવી ઉદ્યમશીલ પ્રજાની એના શત્રુઓ “ સુસ્ત ” કહીને હાંસી કરે છે ! ખેડુ બિચારો “ સુસ્ત ” ન બને તો બીજું શું કરે ? એવી કઇ આશાએ પોતાની જમીન સુધારે ? વધુ કમાણી કરીને એણે તો પોતાના વ્યભિચારી માલીકની લંડન નગરની વેશ્યાઓનાં જ ગજવાં ભરવાનાં રહ્યાં.

૧૦ ખેતી ગઇ, દુષ્કાળ ફાટી નીકળ્યો. સાત લાખ અને ઓગણત્રીશ હજાર ગરીબ ઉદ્યમશીલ પ્રજાજનો ભૂખમરાને શરણ થયાં, અને એ ભૂખમરામાંથી ઉગરવા માટે ચાલી નીકળેલાં બે લાખ માનવી આગબોટની અંદર જ મરી ગયાં. એ બધાંને

ઉગારવાનો ઇલાજ હતો. દેશમાં દાણા અને પશુ તો હતાં.. માત્ર બટેટાંનો પાક જ બગડેલો હતો. જો દેશની પોતાની જ પાર્લામેન્ટ હોત તો શું થઈ શકત ? પશુ અને અનાજની નિકાશ તત્કાળ અટકાવત. પણ અંગ્રેજ સરકારે શું કર્યું ? નિકાશ અટકાવી તો નહિ, પણ ઉલટું, આયાત ઉપરની જકાત રદ્દ કરી, પરિણામે અનાજના ભાવ ઘટયા, પણ તે એટલે જ અંશે કે જે ખેડુની પાસે અનાજ વેચવા માટે હતું તે પાયમાલ થયો બીજી બાજુ છેક કંગાલ બનેલો ખેડુ ખરીદી શકે એટલા બધા પ્રમાણમાં ભાવ ન ઉતર્યા. ખેડુતોનો સંહાર, આવી કુનેહથી, એક શસ્ત્ર પણ ઉગામ્યા વગર અંગ્રેજ પ્રજા પેટ ભરી ભરીને કરી શકી. અને આયરલાંડનો ખુદ ખેડુ હણાઇ જાય પછી એમાં શું રહે ? શરીરમાંથી જીવાત્મા ચાલ્યો જાય પછી મુડદું જ રહે. ચાલીસ લાખ સંતાનો પોતાની માતાના મુડદા ઉપર માથું ઢાળીને પડયાં હતાં.

ત્રીશ ત્રીશ લાખ પૌંડ તો વરસે વરસે 'વધારાના કર' તરીકે ઇંગ્લાંડ ઘસડી જાય છે, આયરલાંડના બધા ઉદ્યોગો ઇંગ્લાંડની ઉઘાડી દમનનીતિને કારણે હણાઇ જાય છે, પાર્લામેન્ટની અંદર આયરલાંડના અગ્રેસરો બૂમો પાડે છે, પણ વ્યર્થ !

## ફેનીઅન મંડળ

આખરે ૧૮૬૦–૭૦ ની અંદર એક છૂપી ચળવળ ખડી થાય છે. એનું નામ ફેનીઅન. એ મંડળની મતલબ શસ્ત્ર ધરીને દગાથી દુશ્મનોને હણી નાખવાની હતી. બળવો જગાવવાની હતી, હિંદુસ્થાનની પહેલી

રાષ્ટ્રીય ચળવળની અંદર બોમ્બો અને ગુપ્ત દારૂગોળો બનાવનારી જે સંસ્થા હતી તેને આબેહુબ મળતી આ ફેનીઅન મંડળી ગણાય. એ મંડળીનું મહાન દળ અમેરીકાની અંદર ફેલાયેલું હતું. એટલુંજ નહિ પણ એના હજારો સભાસદો આયરલાંડની પોલીસમાં તેમજ સેનાની અંદર નોકરી કરતા. ૧૮૬૭ માં એણે બળવો સળગાવ્યો. બળવો તરતજ શમી ગયો. પરંતુ દેશ આખો જાણે એક વાર ઝબકી ગયો. પાર્લામેન્ટની વાદાવાદીથી થાકેલી પ્રજાએ જાણે વિજળીનો આંચકો ખાધો. બીજી બાજુથી અંગ્રેજ રાજસત્તા પણ ચેતી ગઈ. ફેનીઅન બળવો તો ફોગટ ગયો. પણ એજ ડરથી સરકારે આયરલાંડને તત્કાળ જમીનને લગતો એક કાયદો દીધો.

પણ ફેનીયન મંડળ તો કેવળ ગુપ્ત, કેવળ સંહારક, અને કશી પણ ચોક્કસ યોજના વિનાની સંસ્થા, એટલે લોકો શી રીતે એમાં જોડાય? લોકોએ જોયું કે એ ઝુમ્બેશ તો ચંપાઇ ગઇ. લોકોનાં દિલ ફરી પાછાં પાછા પાર્લામેન્ટ તરફ ઢળ્યાં.

## પારનેલનો યશસ્વી કાળ

પ્રજાને પાર્લામેન્ટની આશા આપનારો યુવાન પારનેલ. જે કાળે એણે રાજયદ્વારી જીવનમાં પગ મૂકયો તે કાળે દેશમાં દુકાળનો હાહાકાર ચાલતો હતો. જમીનદારોના જુલ્મ બેસુમાર હતા. એણે જોઇ લીધું કે એ આફતનું કારણ અંગ્રેજી પાર્લામેન્ટ.

પારનેલની પહેલાના આયરીશ સભાસદોએ એક જ માર્ગ લીધેલો, અને તે અંગ્રેજ રાજયદ્વારીઓને 'નીતિશાળી, ન્યાયમૂર્તિ, મહાનુભાવો' વગેરે સંબોધનો આપી દયાની ને ઇન્સાફની લાગણી જગાડવાનો, એટલે કે પરદેશીઓની દયા

દાચવાનો. પારનેલે એ દંભ તોડયો. એણે તો અંગ્રેજોના ઇરાદાપૂર્વકના અન્યાયો ઉઘાડા પાડવાનું ઠરાવ્યું. પ્રજામાં ભટકીને એણે ખેડુતોને જાગૃત કર્યા, જમીનદારોના જુલ્મો ખુલ્લા કર્યા એણે લેન્ડ લીગ (ખેડુતોની સભા) સ્થાપી. પાર્લામેન્ટમાં પ્રથમ તો કુલ ૧૦૫ આયરીશ પ્રતિનિધિઓ પૈકી માત્ર સાત જણા એ તેજસ્વી યુવાનની સાથે જોડાયા, પણ એનો પ્રભાવ ચોમેર પ્રસરી ચુકયો. ૧૮૮૦ ની ચુંટણીને વખતે પાંત્રીશ પ્રતિનિધિઓએ એનો પક્ષ લીધો.

એણે લોકોને કહ્યું "ખબરદાર, તમારાં ઘરબાર કે જમીન છોડતા નહિ." તરતજ "ભાડુ નહિ આપીએ" એવું એક જાહેરનામું ખેડુતો તરફથી બ્હાર પડયું. સરકારે પેલી લેન્ડ લીગ (ખેડુ સભા) ચાંપી દીધી. પણ પારનેલ ડગ્યો નહિ. આખરે સરકાર પાસેથી એણે ૧૮૮૧ નો લેન્ડ એકટ (જમીનનો કાયદો) પડાવ્યો, કે જે કાયદાને પરિણામે આયરલાંડના ખેડુતના ઉદ્ધારનું પહેલું પગલું મંડાયું.

૧૮૮૨ માં પારનેલે રાષ્ટ્રીય સભા (નેશનલ લીગ) સ્થાપી નવો કાર્યક્રમ પ્રજા પાસે ધર્યો. પાર્લામેન્ટની ઝુમ્બેશમાં એનો એકજ સિદ્ધાંત હતો કે ઇંગ્લાંડના તમામ પક્ષોથી આપણે સ્વતંત્ર રહેવાનું છે. આપણા સવાલને કોઈ પણ પક્ષનો સવાલ બનાવી, એની દયા યાચવાની નથી. આ સિદ્ધાંતને પાર પાડવા માટે પોતાની મંડળીને એણે સંભળાવી દીધું કે, (૧) તમામ જણાએ એકજ સાથે બેસવું, કાર્ય કરવું, ને એકજ બાજુએ મત આપવો, (૨) કોઇ પણ પ્રતિનિધિએ પોતાને માટે અગર પોતાના સગાવ્હાલા કે મિત્રને માટે કાંઇ પણ નોકરી કે મદદ મેળવવા અંગ્રેજ સરકારની મહેરબાની નથી માગવાની.

આવા આકરા નિયમોને પરિણામે પારનેલનો પક્ષ પોતાની સ્વતંત્રતા, સ્વાભિમાન, અને વિશુદ્ધિને માટે મશહુર થયો.

૧૮૮૫ ની ચુંટણીમાં એ યોદ્ધાએ ચોરાશી પ્રતિનિધિઓને વશ કર્યા. એ ચોરાશી જણા કેવા? અડગ, ઉત્સાહભર્યા, સંપીલા, અને પોતાના સરદારના ટેકીલા ભક્તો.

વડો પ્રધાન ગ્લેડસ્ટન પણ આ મંડળીના પ્રતાપમાં અંજાયો. ૧૮૮૭ માં તો એણે હોમરૂલની યોજના હાથ ધરી. તૈયાર કરી. દરીયાપારની બન્ને પ્રજાઓ પોતાનાં જૂના ઝેરવેરને વિસારે પાડીને મિત્ર બનવાના નિર્ણયપર આવી. પણ ત્યાં તો આયરલાંડના પ્રોટેસ્ટંટ પ્રજાજનો (વિધર્મીઓ) થરથરી ઉઠયા, એ લોકોએ તો માન્યું કે, આયરલાંડને હોમરૂલ મળતાંજ, આપણે અત્યારસુધી ભોગવેલા ઉંચા હક્કો ઝૂંટાવાના, આપણી મિલ્કતો જપ્ત થવાની, સમાજમાં આપણું ઉચ્ચ સ્થાન છે તે નાશ પામવાનું. બરાબર મદ્રાસના બ્રાહ્મણ અબ્રાહ્મણો વચ્ચેનોજ દારૂણ અવિશ્વાસ!

હોમરૂલ ઉડી ગયું. એના પોતાનાજ મંડળમાં ખટરાગ જાગ્યો. પોતાના ખાનગી જીવનના એક પ્રસંગના બ્હાના તળે, ગ્લેડસ્ટનના ભેદભર્યા એક ઉદ્‌ગારને પરિણામે, પારનેલ ઘેર બેઠો. ફરીવાર આયરીશ સભાસદોમાં મલિનતા ને કલહ દાખલ થયાં.

ઇંગ્લાંડના વડા પ્રધાનોની સેતાનીયતને હવે કોણ નથી સમજતું? ગ્લેડસ્ટન બરાબર જાણતો હતો કે અમીરોની સભામાંથી તો આયરલાંડના લાભનો એકેય ખરડો નહિજ મંજુર થાય! એટલે એણે તો દંભ કરવામાં કચાશ ન રાખી.

પાર્લામેન્ટની ડાવપેચની રમતો આખરે આયરલાંડે ઓળખી અને પહેલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે એ પ્રજાનું ભટકતું ચિત્ત પાછું વળ્યું. એણે પોતાના પુરાતન કાળને સંભાર્યો. ગેલીક મંડળે આયરીશ જવાનને જગાડી.



## પ્રકરણ ૩ જું

## સીનફીન (સ્વરાજ) મંડળ

એ વરસ સુધી પ્રજાની નસોમાં નવા ભાવો અને નવો ઉત્સાહ જગાડીને ગેલીક મંડળે રાજ્યદ્વારી કામ લીધું. ગ્રીફીથ નામનો એક બાંડીયો, બળવાન, ચળકતી આંખોવાળો જુવાન આગળ ધસી આવ્યો. એને તો પાલામેન્ટનાં ચુંથણામાં યે શ્રદ્ધા નહોતી જે નહોતી શ્રદ્ધા શસ્ત્રબળમાં કે હિંસામાં. એણે પ્રજાને આત્મ-શ્રદ્ધાનો ગુરૂમંત્ર આપ્યો. એક વર્તમાનપત્ર ચલાવીને એણે પ્રજાને પેગામ સંભળાવ્યો કે "જે લોકોને ખુદ પોતાનાં બાવડાં ઉપરજ વિશ્વાસ નથી, તેને ચાહે તેટલા કાયદાઓ, કે સુધારા છો ને મળ્યા કરે! એ લોકો કદી એક પ્રજા બની નહીંજ શકે."

પોતાના વર્તમાનપત્રના પહેલાજ અગ્રલેખમાં ગ્રીફીથે ઘોષણા કરી કે "આજ સેંકડો વર્ષો થયાં અમારા દેશમાં એક ભાવના જીવે છે—અને સદાકાલ જીવતી જ રહેશે—કે અમારૂં ભાગ્ય કોઇ પણ શત્રુ પ્રજા પોતાની જરૂરીઆતોને ખાતર પોતાના પંજામાં ઝકડી નહિ શકે. આજ એ ભાવના જાહેર કરી દઇએ છીએ. અમે અમારી પ્રજાના કોઇ પણ સંપ્રદાય પ્રત્યે કડવાશ નથી

ધરાવતા, પછી ભલે એના વાવટાનો રંગ લીલો હોય કે નારંગી, અને ભલે એ માને કે વાંકેચુંકે માર્ગેજ આયરલાંડની સલામતી છે. અમે જ્યારથી સમજી લીધું છે કે અમારા પર ચડી બેસનાર પ્રજા 'બળીયાના બે ભાગ'ના સૂત્રની ઉપાસક છે, ત્યારથી અમે તો સીધો સપાટ રસ્તો લઈ લીધો છે. આપણને બરાબર ગોખાવી દેવામાં આવ્યું છે કે ડબ્લીનમાં આપણી એક ધારાસભા હોય અને તેના ઉપર અંગ્રેજ વાઈસરાય આધષ્ઠાતા દેવ બનીને બેસે, એજ આપણે માટે પ્રભુનો અને પ્રકૃતિમાતાનો મંગળ સંકેત છે હશે ! પણ આયરીશની બધી ફરજ ત્યાંજ સમાપ્ત નથી થતી."

" તમારી નિગાહને અને તમારા વિચારોને લંડન ઉપરથી પાછાં વાળીને તમારી પોતાની ભૂમિ પર ઠેરાવો. જન્મ અધિકારથીજ તમે સ્વતંત્ર પ્રજા છો. જંજીરો એ અધિકારને પલવાર ભલે અટકાવી રાખે, પણ નાબુદ તો ન કરી શકે. ખાલી શબ્દોના શ્વાસોચ્છાસથી નહિ પણ ઉદ્યમ કરીને એ અધિકારને તમે સ્થાપત કરો-તમારી બેડીઓનાં બંધનમાં રહ્યે રહ્યે જેટલા પ્રમાણમાં બની શકે તેટલા પ્રમાણમાં. અંગ્રેજી પાર્લામેન્ટમાં તમારા પ્રતિનિધિઓ મોકલીને તો તમે દુનિયાને દેખાડો છો કે તમે પરપ્રજાની જંજીરો સ્વેચ્છાથી સ્વીકારી લીધી છે. એ પ્રતિનિધિઓ પાઠવવાનું તમને પરાણે કોણ કહે છે ? પાછા ખેંચી લ્યો એ પ્રતિનિધિઓને, એટલે તમારૂં સન્માન નિષ્કલંક બની જશે, તમારો સવાલ અત્યારે આ પાર્લામેન્ટના કાવાદાવાઓએ માત્ર ઘરગથ્થુ બનાવી દીધો છે તે એક સ્વતંત્ર નિરાળી પ્રજા તરીકે આંતર રાષ્ટ્રીય બની જવાનો. તમારી રાજધાની ડબ્લીનની અંદરથીજ તમારી મંડળી તમારો અવાજ જાહેર કરે. તમારે અંગ્રેજી બોલવાની જરૂર નથી, તમારી

પોતાની જબાન જીવતી છે. તમારે અંગ્રેજી સંસ્કૃતિની ઢબે તમારી કેળવણી રચવાની જરૂર નથી, તમારે તમારી પોતાની સંસ્કૃતિ છે. એવો કોઇ કાયદો નથી કે જે તમને અંગ્રેજોની અદાલતોમાં જવાની ફરજ પાડે. તમારી પોતાની અદાલતો જમાવો. એવો કોઈ કાયદો નથી કે જે તમને વિદેશી વસ્ત્રો જબરદસ્તાથી પહેરાવે; તમારા પોતાના દેશનાં વસ્ત્રો પહેરો. એવો એક પણ કાયદો નથી કે જેથી તમારે વિલાયતનાં વ્હાણોમાં માલ ભરી વેપાર કરવો પડે. તમારૂં પોતાનું વહાણવટું સ્થાપો. એક સાથ ઉભા થાઓ, આખી પ્રજા એકાત્મ બની જાઓ, જે દેશી હોય તેને સ્વીકારો, વિદેશીને અડકો ના. પછી જુઓ કે. સ્વાતંત્રતા તમારે આંગણે આવી પહોંચશે. ”

આ વિચારો ઘણા કાળ થયાં એ પ્રજાના દિલમાં ઘોળાતા હતા. પણ તે શબ્દોની અંદર પ્રદર્શિત નહોતા થયા. અંગ્રેજી સલ્તનત સામેનો કટ્ટો વિરોધ કેટલી કેટલી વાર પ્રજાએ હથીયારથી જાહેર કરેલો ! અને જ્યારે જ્યારે હથીયાર હેઠાં પડયાં ત્યારે ત્યારે જ પ્રજાએ કાયદેસરની ઝુમ્બેશોમાં જીવ ઘાલેલો !

છતાં જુના કાળથી પ્રજાનું એક દળ તો એવું હતુ કે જે છુટું થવાજ ચાહતું હતું અને યોજનાઓ ઘડયા કરતું હતું. એને પાર્લામેન્ટની ચળવળમાં વિશ્વાસ નહોતો. એ તો એમજ માનતું કે ૧૯મી સદીમાં અંગ્રેજ પાર્લામેન્ટે આયરલાંડના હિતના જે જે ધારાઓ ઘડયા છે, તે બધા કોઇ દલીલ કે સમજાવટ ને પરિણામે નહિ પણ [illegible]ના અંદર રાજવહીવટમાં ડખલ ઉપજાવવાની જે ચળવળ ચાલતી તેના દબાણને પરિણામે. આ મંડળને ખાત્રી થઇ ચુકી હતી કે વધુને વધુ વિઘ્નો ઉભાં કરી આ શાસનનાં સંચાઓને ખોટકાવો, તોજ તમને હક્કો મળવાના.

એ સંપ્રદાય સીનફીન નામથી મશહુર પામ્યોછે. આયરલાંડના ઉદ્ધારનો જશ એ સંપ્રદાયને છે.

પાર્લામેન્ટની ઝુમ્બેશમાં માનનારાઓ માટે એ મંડળ શું ધારતું હતું ? એ વાત. એક તો એ કે પાર્લામેન્ટમાં જઇને આપણે આયરલાંડનો સ્વતંત્ર પ્રજા તરીકેનો હક્ક આપણા દુશ્મનોને હાથ સોંપી દઇએ છીએ, આપણે જગતને મનાવી બેસીએ છીએ કે આપણે કોઈ નિરાળી પ્રજા નથી, પણ રાજી-ખુશીથી આપણે આપણા વતનને ઇંગ્લાંડનો પ્રાંત બનાવી દીધો છે. બીજી વાત એ કે પાર્લામેન્ટની ઝુંબેશ નિષ્ફળ જ બની રહી છે. કશું પરિણામ નથી લાવી શકી. અને ત્રીજી હાનિ એ બની છે કે પ્રજા સમસ્તના વિચારો પરદેશી પાર્લામેન્ટના ઓરડામાં જ જઇને બેસી ગયા, લોકોનું આખું લક્ષ્ય કેવળ એક જ ચળવળ ઉપર જઇ ચોંટ્યું, અને તે ભાષણખોરી વાગ્જાળ. પરિણામે દેશની ભાષા વંઠી, પુરાતન આચાર વિચાર વિસરાણા, દેશમાંથી ઉદ્યોગો ગયા અને ધીરે ધીરે અંગ્રેજી સંસ્કૃતિ ઘુસી ગઇ. આ રીતે પાર્લામેન્ટમાં પેસતાં જ આયરલાંડ આયરીશ મટીને અંગ્રેજી બની ગયું, એની સ્વતંત્ર ભાવના એટલે સુધી ઘસાઇ ગઇ કે આખરે તો અંગ્રેજો જે કાંઇ સુધારાનો શરમભર્યો ટુકડો તેમના તરફ ફગાવે, તે ટુકડાને વ્યાજબી ગણીને તેઓ સ્વીકારી લેવા આતુર બની ગયા.

ત્યારે સીનફીનોના શા શા સિદ્ધાંતો હતા? પોતાના દેશને બંધનમુક્ત કરવાના કયા માર્ગો એણે ઠરાવ્યા કે જે જોત જોતામાં તો આખી પ્રજાના મન ઉપર મોહની લગાડી શકયા ?

સીનફીન શબ્દનો અર્થ જ "અમે પોતે"

એ ન્હાનકડા નામની અંદર જ એ આંદોલનનું તમામ રહસ્ય વણાવાયું છે. એ કહે છે કે, બહારથી તમારૂં ચિત્ત અને તમારાં જોશ પાછાં બોલાવી તમારા દેશની અંદર જ કેન્દ્રીભૂત કરો. અને આયરલાંડના ઉગારાનું પ્રથમ પગલું એજ કે તમારા કાયદા ઘડવાનો અંગ્રેજી પાર્લામેન્ટનો દાવો તમે નામંજુર કરો. તમારા પ્રતિનિધિઓને ત્યાં મોકલવા બંધ કરો. ચોખે ચોખા મુદ્દાઓ ટાંકીને એણે પોતાના સિદ્ધાંતો જાહેર કર્યા.

(૧) ૧૮૦૦ની સાલના યુનીયનના ઠરાવે જ આપણા દેશને એક પ્રજા મટાડીને પ્રાંત બનાવી દીધો. એ ઠરાવને જ નામંજુર જાહેર કરો. ઇલાજ એકજ–વિલાયતની પાર્લામેન્ટમાંથી આપણાં આસન ઉઠાવી લ્યો.

(૨) ગેલીક જબાનને જ આપણા દેશની રાષ્ટ્રીય ભાષા ઠરાવો. એ દ્વારા જ દેશમાં શિક્ષણ આપો

(૩) આપણી કેળવણીનો ગોટાળો દૂર કરો. આપણા જ ઇતિહાસ, આપણી કવિતા. આપણી રમત ગમતો, આપણા જ કળા હુન્નરો એ બધાને આપણા શિક્ષણ-ક્રમમાં દાખલ કરો.

(૪) આપણા વેપાર ખેડવા માટે આપણાં વહાણો ચલાવો.

(૫) સરકારી અદાલતોને તોડી પાડવા માટે આપણાં લવાદ મંડળો સ્થાપો.

(૬) પરદેશમાં આપણા પ્રતિનિધિઓને એલચી બનાવી મોકલો

(૭) ખાણો ખોદાવો, કોલસા અને લોઢું પેદા કરો, પરદેશી માલ ઉપર મરજીઆત જકાત નાખો.

આ સ્વાશ્રયના વિચારો આખા દેશમાં પ્રસરી ચૂક્યા. સીનફીન મંડળની સાથે દેશની કેટલીએ છૂટી છવાયી સંસ્થાઓ જોડાવા લાગી. સીનફીન મંડળની શાખાઓ શહેરે શહેરે અને ગામડે ગામડે ઉઘડવા માંડી. આખી પ્રજામાં એક જ જીવન મંત્ર રટાવા લાગ્યો કે "આપણો ઉગારનાર બીજો કોઇ નહિ, આપણે પોતે." અને અજબ વાત ! અંગ્રેજ શહેનશાહતની સામે આવો ઉઘાડો વિદ્રોહ જગાવનારૂં આ મંડળ હથીયાર ધરવાની એક વાત પણ નહોતું કરતું, નહિ કે એ અહિંસાનું પૂજક હતું. પણ એ સમજી શક્યું હતુ કે બ્રીટીશ સેનાની સાથે મુઠીભર માણસોની પીસ્તોલો ટકી ન શકે, તેમ આખી પ્રજા તત્કાળ હથીયાર ઉઠાવે એ સમય હજુ આઘો હતો. ચતુર નેતાઓ અસહકારનો બેઠો બળવો જગાવતા ચાલ્યા.

પાર્લામેન્ટ ઉપર મોહી પડેલા પક્ષની આંખ ફાટી કે દેશનું હૃદય એના હાથમાંથી નીકળવા લાગ્યું છે. પ્રજાનાં યુવાન યુવતીઓને અંતરે અસહકારનો ઘુંટડો ઉતરી ગયો છે. બીજી બાજુ ગેલીક મંડળ પણ પુરાતન ઇતિહાસને જાગૃત કરી ગામડાંનાં નરનારીઓને દેશનાં પ્રાચીન પ્રતાપનું ભાન કરાવી રહ્યું છે. લોકો પાર્લામેન્ટની ચળવળ તરફ નિગાહ કરતા બંધ થાય છે. પાર્લામેન્ટમાં જનારાની હાંસી કરે છે. પાર્લામેન્ટ પક્ષ હેબત પામી વિચારતા ઉભો. બીજી બાજુથી હોમરૂલની આશા આપીને અંગ્રેજી પાર્લામેન્ટે કેવળ થોડી વધુ પ્રાંતિક સભાઓ આપીને જ પતાવ્યું. વચન ભંગથી દુભાઇને પાર્લામેન્ટ પક્ષે એ

ભીખ સ્વીકારવાની ના પાડી. પોતાના જ દળમાં ભંગાણ પડયું બે અગ્રેસરો રાજીનામાં આપીને સીનફીનમાં જોડાયા, બીજાઓ પણ એજ માર્ગ લેવાનો મનસૂબો કરવા લાગ્યા.

એ વખતે નવી ચુંટણી થવાની હતી. એક પરગણામાં સીનફીન પક્ષે ઉમેદવારી જાહેર કરી. પણ એ ચુંટણીની ચળવળમાં વેરવા પૈસા કયાં ? લોકોને સમજાવવા વક્તાઓ કયાં ? વર્તમાન પત્રો કયાં ? બીજી બાજુ પાર્લામેન્ટ પક્ષની પાસે નાણાં હતાં ગોઠવાયેલાં મંડળો હતાં, જાહેર પ્રજાનો હૃદય પ્રવાહ પોતાની તરફ વાળવા વર્તમાનપત્રો પણ હતાં. સીનફીન ચુંટણીમાં હાર્યું, અને પાર્લામેન્ટ પક્ષ પ્રબળ બન્યો.

પણ હજુ તો એ આફત પુરેપુરી નહોતી આવી પહોંચી. સો વરસના સંસ્કારો ભુંસી નાખવાનું સ્હેલ નહોતું સીનફીન સંપ્રદાયની અંદર એવા નશો પડયા હતા કે જેને પાર્લામેન્ટની અંદર જઇને રાજશાસનને પ્રહારો મારવાની વાત બહુજ મીઠી લાગતી. એ સભાસદોની લાગવગથી નવો જ સિદ્ધાંત ઉભો થશે. સીનફીન સંપ્રદાયની અંદર એક પાર્લામેન્ટ પક્ષ પણ રચાયો. એવું ઠર્યું કે એ પક્ષે પાર્લામેન્ટમાં જવું, અને પાર્લામેન્ટની સાથે કયારે અસહકાર કરવો તેનો નિર્ણય બીજો પક્ષ બહાર બેઠો બેઠો કરશે. આવા મલીન મિશ્રણથી આખી ચળવળે પ્રજાનો વિશ્વાસ ગુમાવ્યો. રાજયદ્વારી ચળવળ બંધ પડી. દરમ્યાનમાં રેડમન્ડ નામના પાર્લામેન્ટ પક્ષના અગ્રેસરે પોતાનું પરિબળ દેશપર જમાવી દીધું. ફરીવાર દેશના શાણા લોકો પાર્લામેન્ટમાં ઝુકીને ‘ હોમરૂલ ’ ને જીતવાની લાલચમાં પડ્યા. ૧૯૧૦ ની અંદર સીનફીન મંડળે જાહેર કર્યું કે “ ભાઇ રેડમન્ડને

હિમ્મત છે. તો ભલે એ હોમરૂલ મેળવવાની મહેનત કરે. અમે એને મુંઝાવી મારે એવો એક સખુન પણ નહિ બોલીએ"

૧૯૧૦ ની ચુંટણીમાંથી સીનફીન ભાઇઓ આટલા કારણે રાજીખુશીથી જ ખસી ગયા. છતાંયે એ મંડળનું વલણ તો નીચેના શબ્દોમાં રજુ થઇ ચુકયું હતું.

"નજદીકના ભવિષ્યમાં અંગ્રેજ પાર્લામેન્ટ ચાહે તે યોજના મંજુર કરે, અમારે તે કબૂલ નથી. આયરલાંડને જે ધારાસભા આપવાની હોય તે જો સંપૂર્ણ સત્તા ધરાવતી નહિ હોય તો પછી આપણા દેશને લુંટી જનારા પરદેશીઓની સાથે વાટાઘાટ નહિજ થઇ શકે; છતાં બેશક, નવા સુધારાની અંદર આયરલાંડના વહીવટનો થોડો ઘણો પણ સાચ્ચા દિલનો કબજો આપ્યા જેવું જણાશે તો અમે એની વિરૂદ્ધ નહિ જઇએ અને બીજા કોઈપણ પક્ષે એની વિરૂદ્ધ જવું ન ઘટે."

તે દિવસથી ૧૯૧૪ સુધી સીનફીનનું પરિબળ અદૃશ્ય થયું. ફરી બહાર આવ્યું ત્યારે તેની સિકલ કાંઇક ઓર હતી.

---

## પ્રકરણ ૪ થું

### લોહીનાં છાંટણાં

---

ફરી એકવાર આયરલાંડના ઇતિહાસ પર નજર કરીએ. ૧૬૦૭ નું વર્ષ સંભારીએ. અંગ્રેજ સૈન્યોના હલ્લાઓની સામે આયરલાંડનાં અદ્ભુત શૂરાતન ઝુઝી ચુકયાં. ઓનેલ અને ઓડોનેલ નામના છેલ્લા બે ઠાકોરો પડયા, વેરાનમાં ભટકી

ભટકીને, બ્હારવટાં ખેડીને રઝળી મુઆ. એ વરસમાં આખો મુલક શત્રુઓએ સર કર્યો, અને પછી તો બળવાનો યુગ આરંભાયો.

ત્યારથી માંડીને આખી ઓગણીસમી સદીની આખર સુધી, જ્યારે જ્યારે લાગ આવ્યો, ત્યારે ત્યારે, એ હારેલી પ્રજાનાં અડગ લોહી ઉછળેલાં છે, આઠ આઠ વખત ઉછળેલાં છે. ૧૬૪૧ માં, ૧૬૪૯ માં, ૧૬૮૯ માં, ૧૭૮૨ માં, ૧૭૯૮ માં, ૧૮૦૩ માં, ૧૮૪૮ માં અને ૧૮૬૭ માં, એમ આઠ વાર સમશેર ખેંચી છે, જય પરાજય જોયો નથી, હારજીતની ગણતરી કરી નથી, પોતાનાં પરિબળનાં પાણી માપ્યાં નથી, પ્રચંડ અંગ્રેજ સૈન્યની સામે મુઠીભર આયરીશો પણ ચડી ગયા હતા. તે શા માટે ? શા માટે એટલી દેખીતી ખુવારી ? એક જ ઉદ્દેશ–પોતાના વિજેતાનો પારકા મુલકના ભોગવટાનો દાવો તોડવા માટે, અને લોહીનાં છાંટણાં કરીને સાફ જણાવી દેવાને માટે કે, “ અમારો આત્મા તમને નથી નમ્યો. અમારો મુલક તમે ભલે તલવારથી કબ્જે કર્યો, પણ એ તાબેદારી અમે સ્વીકારી નથી. અમે તો સ્વતંત્ર હતા, સ્વતંત્ર જ છીએ.”

૧૯ મી સદીનો અંત આવ્યો, વીસ [illegible] વ્હાણાં વાયાં, ભરમાયેલી પ્રજા જાગી, ફરીવાર એનાં એ લોહીનાં છાંટણાં કરીને પ્રજાએ પોતાની સ્વતંત્રતાનો સાદ સંભળાવ્યો, પરદેશીની સત્તા સામે પડકાર કર્યો, કે, “ તમે વિજેતા ભલે હો ! પણ અમારા રાજા નથી, તમારી તાબેદારી અમને મંજુર નથી. ” દસ દસ સૈકાનો જુનો આ એનો એ પડકાર !

આયરલાંડની આખી લડતનું આ એકજ રહસ્ય! દસ સૈકાના ઇતિહાસમાંથી આ એકજ અવાજ ગાજી રહ્યો છે કે "તમે અમારા રાજા નહિ, અમે સ્વતંત્ર જ છીએ, જુદા જ છીએ, એક નિરાળી પ્રતાપશાળી પ્રજા જ છીએ."

આ એક જ વાત નજર સામે રાખીને આપણે વીસમી સદીનાં એ શોણિત-ભીનાં પાનાં વાંચીએ, તો બધું સમજાશે.

## અલ્સ્ટરનો વિરોધ

૧૯૧૨ ની એ સાલ હતી, બેલફાસ્ટ નગરમાં અંગ્રેજ પ્રધાન વીંટસન ચર્ચીલ મુલાકાતે ગયો. બઝારમાં એની મોટર નીકળી, નગરનાં લોકો ચીચીયારી પાડતાં હતાં, મહેમાનના ઉપર ગાળોનો અને શાપોનો વરસાદ વરસાવતાં હતાં, એની ગાડી ઉંધી વાળવાની તૈયારીઓ થઇ ચુકી હતી, પ્રધાન માંડ માંડ બચી નીકળ્યો. શું બોલતાં હતાં આ નગરજનો?–"આયરલાંડનો હોમરૂલનો ખરડો મંજુર કરશો તો ખુના-મરકી ફેલાવશું."

૧૯૧૪ નું વરસ હતું. અંગ્રેજ પ્રધાન બોનરૉ બેલ્ફાસ્ટની પાસેના બાલ્મોરલ નગરમાં ગયેલો. એક લાખ સ્વયંસેવકોને એણે લશ્કરી કુવાયત લેતા જોયા. એક લાખની સેનાને મોખરે એક આદમી ઉભેલો, એ આખી મેદનીને કહેતો હતો કે, "બોલો, શપથ કરો, મરી જઇએ, પણ આપણે હોમરૂલને મંજુર નહિ રાખીએ." એક લાખ તરૂણો બોલતા હતા કે, "મરી જઇએ પણ હોમરૂલને તાબે નહિ થઇએ."

એ શપથ લેવરાવનારો આદમી કોણ હતો?–એનું નામ સર એડવર્ડ કારસન. એ એક લાખ સ્વયંસેવકો ક્યાંના હતા? આયરલાંડના ચોથા ભાગનો અલ્સ્ટર નામનો એક પ્રાંત છે, તે

પ્રાંતના એ તરૂણો હતા. આજ એ બધાના હાથમાં બંદુકો હતી. પણ તે તો માત્ર લાકડાંની બંદુકો. પેલો હોમરૂલની પાછળ ઘેલો બનેલો રેડમંડ એ બંદુકો સામે હસ્યો હતો !

પછી સાચી બંદુકોનો સમય આવી પહોંચ્યો. જર્મનીના હામબર્ગ નગરથી ફેની નામની એક નૌકા આવી. અંગ્રેજી મનવારોની તોપો વચ્ચે થઇને એ નૌકા અલ્સ્ટર પ્રાંતના લાર્ન નગરને બંદરે નાંગરી. પચાસ હજાર જર્મન પીસ્તોલો અને વીશ લાખ કારતુસો એમાંથી બહાર નીકળ્યા. કારસન અને એની સેના આવી પહોંચી. કસ્ટમના અને પોલીસના અમલદારોને એણે કેદ કરી રેલ્વે સ્ટેશન કબ્જે કર્યું, તારનાં દોરડાં કાપી નાખ્યાં, બજારમાં હથીયારબંધ પહેરેગીરોની ચોકી બેસાડી. અને ચોવીસ કલાકની અંદર તો એકેએક રાઇફલ અને એકેએક કારતુસ અલ્સ્ટરની સેનામાં વ્હેંચાઈ ગયો. લાકડાંની બંદુકો સામે એક દિવસ હસનારો હોમરૂલઘેલો રેડમન્ડ સ્તબ્ધ બની ગયો. એડવર્ડ કારસને હાકલ કરી કે, " ૧૮૦૦ ના યુનીઅનને તોડીને જો અંગ્રેજ સરકાર આયરલાંડને હોમરૂલ આપશે, તો મારા એકલાખ શસ્ત્રધારી સ્વયંસેવકોને હું સાફ કરીશ. સરકારને હું પડકારીશ. ભલે સરકાર અમને બંડખોર ઠરાવે. પરિણામ જે આવે તે માટે અમે તૈયાર છીએ. અમારે અલ્સ્ટરવાસીઓને હોમરૂલમાં નથીજ ભળવું. અમે તો અત્યારની યુનીઅન રાજ્યવ્યવસ્થામાં જ રહેવા માગીએ છીએ."

શું હતો આ ગોટાળો ? રેડમંડને પ્રયાસે પ્રજાને હોમરૂલ મળતું હતું, તેની વિરૂદ્ધ આ અલ્સ્ટર પરગણું કાં અવાજ

કરે ? જર્મનીની સાથે જે વખતે ઘોર યુદ્ધ ચાલવાની તૈયારી હતી, જર્મનીની મુરાદ જાહેર થઇ ચુકી હતી, ઇંગ્લાંડ મુંઝાયેલું હતું, તેવે કટાકટીને વખતે સર એડવર્ડ કારસન કૈસરની સાથે મસલતો ચલાવે, હજારો પિસ્તોલો અને લાખો ગોળા મગાવે, સરકારી સિપાહીખાતાને, કસ્ટમખાતાને, તારખાતાને રેલ્વેને કબજે કરે, સરકારના હાથમાં જબ્બર સેના હોવા છતાં આ ઉઘાડો રાજ્યદ્રોહ સરકાર મુંગે મ્હોઢે સાંખી લ્યે, એ બધો ભેદ શું હતો ? ચાલો સમજીએ.

અગાઉ ગ્લેડસ્ટનના વખતમાં આયરલાંડને હોમરૂલ આપવાનાં ઘણાં છમકલાં થયેલાં, પણ અંગ્રેજ અમીરોનું મંડળ એ મંજુર નહોતું રાખતું. ગ્લેડસ્ટન ગયો, એસ્કવીથનું પ્રધાનમંડળ સ્થપાયું. એસ્કવીથે ૧૯૧૪ માં આખા આયરલાંડ માટે હોમરૂલનો ખરડો રજુ કર્યો. અલ્સ્ટર નામનું આયરલાંડનું ઉત્તર દિશાનું એક પરગણું ખળભળી ઉઠયું. અલ્સ્ટરનો ઇતિહાસ જરા સમજીએ.

## વિરોધનું બનાવટી કારણ

૧૬૮૮ ની સાલમાં ઇંગ્લાંડનો રાજા જેમ્સ બીજો ન્હાસીને આયરલાંડમાં જઇ ભરાયો હતો. જેમ્સ રાજા રોમન કેથોલીક ધર્મનો હતો. આયરલાંડની પ્રજા પણ એ ધર્મ પાળતી હતી. જેમ્સના રાજ્યમાં ઇંગ્લાંડની અંદર પ્રોટેસ્ટંટ પંથનાં લોકો ઉપર બહુ સિતમો ગુજરેલા. એ ધર્માંધ રાજાનો નાશ કરવા એનો જમાઇ કુમાર વીલીઅમ હોલાંડમાંથી આવ્યો. રાજાને એણે આયરલાંડમાં હરાવ્યો. પ્રોટેસ્ટંટ પ્રજાને મુક્ત કરી. આ વખતે આયરલાંડના પૂર્વના પ્રદેશમાં, ઇંગ્લાંડ અને સ્કોટલાંડથી વસવાટ કરવા આવેલા પ્રોટેસ્ટંટ લોકો રહેતા હતા. તે લોકોનો

રોમન કેથોલીકોનો ત્રાસ ટળ્યો. ત્યાર પછી તો આખી અઢારમી સદી દરમ્યાન રાજ્યદ્વારી ઝુમ્બેશમાં અલ્સ્ટરવાસીઓ આયરીશ પ્રજાની સાથે શામેલ જ હતા. આયરલાંડની પાર્લામેન્ટમાં એના પ્રતિનિધિઓ બેસતા. ધર્મનાં ઝનૂનો જાગૃત નહોતાં રહ્યાં. નહિ તો ૧૭૮૨ ના વરસમાં આખા આયરલાંડની સ્વતંત્રતાને માટે હથીયાર લઇને પ્રોટેસ્ટંટો શા માટે ઉઠયા? અને આખી પ્રજાને માટે ઝૂઝનાર પારનેલ સરખા વીર પણ કયાં પ્રોટેસ્ટંટ નહોતા?

પણ એ ધર્મનાં વેર ઝેર ઉભાં કરનાર અંગ્રેજો. આખી ઓગણીસમી સદી દરમ્યાન અંગ્રેજ રાજનીતિનું વિષ ધીરે ધીરે અલ્સ્ટરવાસીઓના અંતરમાં પ્રસરવા લાગ્યું. આયરલાંડને સદા કબ્જામાં જ રાખવાની મતલબવાળો અંગ્રેજ પ્રજાનો પક્ષ અલ્સ્ટરવાસીઓને પોતાના હાથમાં રમાડવા લાગ્યો. અલ્સ્ટરવાસીઓએ એવું જ સમજી લીધું કે, જો આયરલાંડને સ્વરાજ્ય મળશે, તો અમારી ન્હાની સંખ્યાને લીધે, અમે પરધર્મી હોવાને કારણે, આયરીશ સરકાર અમને તરેહ તરેહની કનડગત કરશે, અમારા હક્કો ખુંચવી લેશે. માટે અમારૂં મંગળ તો આ બ્રીટીશ યુનીઅનની અંદર જ સમાયેલું છે.

આજ આ એક પરગણાનો પ્રજાવર્ગ આખી પ્રજાનો કટ્ટો દુશ્મન બનીને ઉભો થયો હતો. એડવર્ડ કારસન એ પ્રજાવર્ગને ઉશ્કેરતો હતો. વિના સમજ્યે લોકો એની સરદારી નીચે દેશનું નિકંદન કાઢવા તૈયાર થતાં હતાં. અને એડવર્ડ કારસન પોતે રમતો હતો અંગ્રેજ રાજ્યદ્વારીઓના હાથમાં.

અંગ્રેજોને તો એક અલ્સ્ટરની—એક એડવર્ડ કારસનની જ જરૂર હતી. આયરલાંડના છુટકારાની સાચી દાઝ અંગ્રેજને હૈયે

હોત તો કારસનનો ખુલ્લો રાજદ્રોહ સરકાર પલવાર પણ સાંખી ન રહેત. સરકાર બેવકૂફ પણ નહોતી, બ્હીકણ પણ ન્હોતી.

અલ્સ્ટરના રોમનકેથોલીકોએ તો છેક ૧૯૧૨ ની અંદર ખતપત્ર કરી નાખ્યાં હતાં કે હથીઆર ચલાવીને પણ યુનીઅનનો બચાવ કરવો. અંગ્રેજ પ્રજાનો એક વિભાગ પણ અલ્સ્ટરવાસીઓની સહાયે ખડો થયો. એટલુંજ બસ નહોતું. અંગ્રેજ લશ્કરની એક આખી ટુકડીના એકેએક ઘોડેસવારોને ફાળ પડી કે અલ્સ્ટરમાં બળવો જાગશે તો એ શમાવવા આપણે જવું પડશે. એ ભયના માર્યા હરેકે રાજીનામાં આપ્યાં.

આયરીશ પ્રજા સમજી ગઇ. એણે એક બોધપાઠ ભણી લીધો કે મુઠીભર વિધર્મી અલ્સ્ટરવાસીઓના માયાવી ભયને બ્હાને અંગ્રેજ સરકાર લંબાવેલો હાથ પાછો ખેંચે છે. અને બીજી વાત એ શીખી કે જગતમાં એકજ દલીલ સંભળાય છે-શસ્ત્રની દલીલ.

## ‘આયરીશ વોલંટીઅર્સ’ (સ્વયંસેવકો)

દેશમાં એવો પણ વર્ગ પડયો હતો કે જેને શસ્ત્રબળમાં જ આખરના છુટકારાની આશા હતી. એક મરણીયો બ્હાર આવ્યો. એનું નામ સર રોજર કેસમેન્ટ. એણે સ્વયંસેવકોનું એક મંડળ ખોલ્યું, એનું નામ ‘આયરીશ વોલન્ટીઅર્સ’. જોતજોતામાં તો એક લાખ એંશીહજાર વોલંટીઅરોની ભરતી થઇ ચુકી. વિનીતો અને ઉદ્દામવાદીઓ, બન્ને પક્ષના માણસો જોડાયા. રાજ્યભક્ત અને રાજ્યદ્રોહીનો ભેદ રહ્યો નહિ. કારણ કે આ તો પ્રાણ કાઢી આપીને પણ માતૃભુમિનું ઐકય અને સ્વાતંત્ર્ય રક્ષવાની વાત હતી.

પ્રથમ તો હોમરૂલીઓ પક્ષ એથી ડર્યો, દૂર જઇ ઉભો. પછી રેડમંડને સમજ પડી, કે આ શસ્ત્રબળ તો મ્હારી ચળ-

વળની સામે ખડું થશે! એ ભળ્યો. એની આપખુદી સહુ સાંખી રહ્યા. કારણ કે ઐક્ય સાચવી લેવાની સહુને ઇચ્છા હતી.

ત્યાં તો લડાઇ સળગી. હોમરૂલની આશાએ, અને આયર્લાંડની વફાદારી પુરવાર કરવાની ઉમેદથી, રેડમંડે તો અંગ્રેજ સરકારને કહ્યું કે "અમારા સ્વયંસેવકોની સેના આપની સહાય કરવા તૈયાર છે. સ્વીકારો!" એ બિચારાને તો એમજ થયું કે આ યુદ્ધ જગતની સ્વતંત્રતાને ખાતર જ મંડાયું છે.

## અપમાન

રેડમંડે સમજાવ્યું કે અમારા સ્વયંસેવકોને યુદ્ધમાં નહિ તો અમારે દેશના રક્ષણના કામમાં લ્યો. પરિણામ? સરકારે ના પાડી. બીજી બાજુ અલ્સ્ટરના સ્વયંસેવકોને સ્વીકારવામાં આવ્યા.

રેડમંડના સ્વયંસેવકો છંછેડાયા. એક તો રેડમંડે પૂછ્યા ગાછ્યા વિના પરબારા જઈને સરકારને કહેણ મોકલ્યું. બીજું સરકારે ના પાડી. ત્રીજું અલ્સ્ટરની સેના મંજુર થઇ, ચોથું જે આયરીશો યુદ્ધમાં ગયા તેમાંથી અલ્સ્ટરવાસીઓની ટુકડીઓ ઉપર એનાજ અમલદારો મંજુર રહ્યા, એનાજ વાવટા ઉડવા દેવામાં આવ્યા, જ્યારે બાકીના આયરીશોને અંગ્રેજ અમલદારો! અને જુદા વાવટાની મનાઇ! આ અપમાન અને અવિશ્વાસ સ્વયંસેવકોની ફોજના અંતરમાં રમરમી ગયો.

એક ઔર વાત પણ લડાઇ પહેલાં એક અઠવાડીએ બની હતી. આયરીશ સ્વયંસેવકોને માટે પણ જર્મનીથી શસ્ત્રોનું જહાજ આવી પહોંચેલું. એક હજાર સ્વયંસેવકો એ શસ્ત્રોને ડબ્લીનના દરવાજામાં લાવતા હતા. ત્યાં તો પોલીસ આવી. ટોળા ઉપર ગોળીબાર ચલાવ્યો, ઘણાંયે નિર્દોષ પ્રજાજનો મર્યા, ને ઘવાયાં. કારસનનાં હથીયારોનો કિસ્સો અને આ કિસ્સો, બન્નેનો મુકાબલો સ્પષ્ટ થયો. સરકારની મુરાદ સમજાઇ ચુકી.

અને એ બધાં કારણોને અંતે એવો શો મામલો બન્યો? સર એડવર્ડ કારસન, યુદ્ધખાતાના પ્રધાનમંડળના ત્રણ પ્રધાનોમાંનો એક પ્રધાન નીમાયો! એથી વધુ અપમાન આયરીશ સ્વયંસેવકોને બીજું શું હોય?

## ભાગલા અને વચનભંગ

અને હોમરૂલનું શું થયું? એડવર્ડ કારસનની ધમકી આબાદ ફળી. અસલ હોમરૂલ કે જેના ઉપર સમ્રાટના સહીસિક્કા પડી ચુકયાં હતાં તે હવામાં ઉડયું. નવા હોમરૂલની યોજના થઇ, જેમાં અલ્સ્ટરને જુદું પાડયું. પ્રજાના બે ટુકડા કર્યા. એ હોમરૂલ પણ લડાઇનો અંત આવ્યા પછી છ મહિને અપાશે એમ જાહેર થયું. રેડમન્ડની રાજભક્તિનો ઉચિત બદલો અપાયો!

આયરલાંડના લોકો કહે છે કે "રેડમન્ડ જો ચાહત તો હોમરૂલનાં વચનોની હાંસી થવા ન દેત. કેસમેન્ટે અને ચેતાવેલો કે કારસનની સેનાને મિથ્યા ધમકીરૂપ, મશ્કરીરૂપ ન માન. પણ રેડમંડ તો પાર્લામેન્ટનો કીડો. એને સાચા સમાચાર મળ્યા જ નહિ, એને તો પાર્લામેન્ટની રમત રમી નાખવી હતી. જો રેડમંડે કેસમેન્ટની સલાહ માની હોત, સ્વયંસેવકોની સેનાને હાથ કરી અંગ્રેજ સરકારને કારસનના માફક જ પડકાર કર્યો હોત, તો કાં તો હોમરૂલ ઘેરે આવત, નહિ તો યુનીઅનના ચુંથા ઉડી જાત. જો રેડમંડમાં શાણપણ હોત, તો એણે સ્વયંસેવકની સેના પ્રત્યે આંખમીંચામણાંજ કરવા જોઇતાં હતા."

સુસજ્જિત પ્રજાને પોતાની પીઠ પાછળ રાખીને જો એણે મક્કમ અવાજ એટલુંજ કહ્યું હોત કે "હું માગું છું તેટલો

છૂટકારો અમને આપો, નહિ તો હુ આઘે ખસી જઇશ. પછી ગમે તે થાઓ, તમે જાણો ને તમારાં કામ જાણે"—બસ, આટલોજ દમ ભરાવ્યો હોત તો પ્રજા રક્તપાતમાંથી બચી જાત, કારસન ચુપકીદી પકડી લેત. પણ એને સાચી દિશા ન સૂઝી. પ્રજાના અરધોઅરધ મરદો કવાયત કરતા હતા, બીજી બાજુથી સરકારના આયરીશ લશ્કરે રેડમંડને કહેણુ મોકલ્યું કે દેશનો ન્યાય ન થાય ત્યાં સુધી અમે હથીઆર હેઠે ધરી દેવા તૈયાર છીએ. આવી તકને ટાણે રેડમન્ડે લશ્કરને કહ્યું કે "વફાદારી ન છોડો" વોલંટીઅરોને ફરમાવ્યું કે "સામ્રાજ્યને રક્ષવા અંગ્રેજ વાવટા તળે જાઓ."—સામ્રાજ્ય બચી ગયું. શી રેડમન્ડની સહનશીલતા!

## રક્તપાતનો નિશ્ચય

પણ કેસમેન્ટ તો નિરાશ ન થયો. એનો નિશ્ચય બંધાઇ ચુક્યો. એને તો ૧૯૧૪ ની અંદર જ સૂઝી ગયેલું કે હથીઆર વિના કશી સ્વાધીનતા હાંસલ નથી થવાની. એણે તો યુદ્ધ પહેલાં જ કહેલું યે ખરૂં કે "આવતા યુદ્ધને ટાણે આયરલાંડની સ્વયંસેવક-ફોજની હાજરી લેવાશે. એ ઇંગ્લંડ અમેરીકાને યુદ્ધમાં ઉતારી શકશે, અને જો જર્મની હારશે, તો જગતના નકશામાંથી બીજાં એક સો વર્ષ સુધી આયરલાંડનાં નામ નિશાન ભૂંસાઇ જવાનાં. પણ જો આયરલાંડ અંગ્રેજોની જાળમાં ન ફસાય, જર્મની માર ન ખાય, તો આયરલાંડને સ્વતંત્રતા મળે ખરી—પણ હું તો ચાહું છું કે મ્હારા સ્વયંસેવકો પોતાના બાવડાને બળે જ એ સ્વતંત્રતા મેળવે!"

આ બધા વિચારોના ધ્વનિ પ્રતિધ્વનિ દેશમાં વિસ્તરી ચુકેલા. ફેનીઅનોએ પણ ફરીફરીને ચુપચાપ એજ શીખવેલું કે "જુઓ, તમને પોતાનાં મહદે બોલાવનારી સરકાર તમારી

શી વલે કરે છે! તમારા વિરોધીઓ શસ્ત્ર ધરે તે સાંખે છે, અને તમે કેવળ સ્વરક્ષણને માટે જ શસ્ત્રો ઉડાવો, તો તમારાં ભાઇબ્હેનોને બંદુકે ઉરાડે છે! તમારા ઉપર પશુબળનાં જ રાજ્ય તપી રહ્યાં છે!"

## મહાયુદ્ધમાં આયરલાંડનું વલણ

૧૯૧૬માં આયરલાંડના આકાશ ઉપર શાં શાં ધમસાણો ચાલી રહ્યાં હતાં? જરા આંખ ફેરવીએ.

વડો પ્રધાન એસ્ક્વીથ ડબ્લીનને સ્ટેશને ઉતરે છે, એને એક ખાનગી રસ્તેથી એના મુકામ પર લઈ જવામાં આવે છે, ગલ્લીએ ગલ્લીએ બંદુકધારી પ્હેરેગીરોની ચોકી ખડી છે, અને ઉતારાના આંગણાની આજુબાજુ હથીયારબંધ ઘોડેસ્વારો હાજર છે.

માત્ર થોડેક આઘે રસ્તામાં એક ખટારા ઉપર ઉભો ઉભો એક નગરજન, નામે લારકીન, લોકોની પ્રચંડ મેદનીને, મ્હોંયેથી સોગંદ લેવરાવે છે અને લોકો હાથ ઉંચા કરી કરીને શપથ લ્યે છે કે "અંગ્રેજ સરકાર અમારી સદાની શત્રુ છે." લારકીનની ચોપાસ સ્વયંસેવકોની બંદુકોનાં સંગીનો ઝબૂકી રહ્યાં છે. એ સુરક્ષિત ઉભો છે.

પોતાના ઉતારાની અંદર ટીકીટ આપી આપીને એકઠી કરેલી મજલિસની મોખરે ઉભો થઇને પ્રધાન એસ્ક્વીથ પોકારે છે કે "અમે દુર્બલ પ્રજાઓને ઉગારવા ખાતર બળીઆ શત્રુઓ સામે બાથ ભરીએ છીએ. તમે આયરીશો પણ એક સ્વતંત્ર પ્રજા તરીકે તમારી સ્વતંત્ર ઈચ્છાથી તમારા લડવૈયાઓ આપો!" પ્રધાનના એ પ્રચંડ શોરબકોરને અંતે ફક્ત છ આદમીઓએ ભરતીમાં નામ નોંધાવ્યા

ડબ્લીનના રસ્તાઓ ઉપર તે રાત્રીએ જેણે જેણે નજર કરી હશે, તેણે તો સમજી લીધું હશે કે આયરલાંડની વફાદારીનાં વર્તમાનપત્રોમાં ચાહે તેટલાં યશોગાન આવતાં હોય, પણ પાટનગરમાં તો વિદ્રોહનાંજ ભૂમરાણો ચાલુ હતાં.

અને શું લેખતો હતો પેલો અહિંસક અસહકારી સજ્જન ગ્રીફીથ? "અમારે જર્મનીની સાથે કશી નિસ્બત ભલે ન હોય, પણ એક વાત તો ખરી કે જર્મની અમ શે વેરી નથી. અમારા રકતપાત અને અમારાં દુઃખોનો બોજો એને શિરે નથી. પણ પોતાની આસપાસ દુશ્મનો વીંટળાઇ વળ્યા છે છતાં જે પ્રજા આખી દુનિયાનાં શસ્ત્રોની સામે એકલે હાથે ઉભી છે, તે ટેકીલી અને ભયહીન જર્મન પ્રજાને માટે કોને માન ન ઉપજે?"

અને મજુર મંડળીએ શું ઢંઢેરો પીટયો હતો? "અમે તો કેસર કે કીંગ જયોર્જ–બેમાંથી એકેયની તાબેદારી નથી માગતા."

એક બાજુથી રણક્ષેત્રમાં મિત્ર રાજ્યો મુંઝાતાં ઉભાં હતાં અને ઈંગ્લાંડને માથે મોટામાં મોટાં વાદળ તોળાઇ રહ્યાં હતાં. ત્યારે બીજી બાજુ આયરલાંડની બેદિલીના આ ઉઘાડા એકરારથી ઈંગ્લાંડનું કાળજું કમ્પી ઉઠયું.

ઠગાઇ

ત્યાં તો બેલ્જીઅમનાં દુઃખોની બૂમ આવી પહોંચી, જર્મન અત્યાચારોનાં વૃત્તાંતોથી વર્તમાનપત્રોનાં પાનાં છલકી ઉઠયાં. ડબ્લીનની દિવાલો પર ચોપાનીયાં ચોડાયાં કે "આયરલાંડના એ રોમન કેથોલીકો! તમારા પાદરીઓ અને ધર્મબંધુઓની કતલ તમે શી રીતે સાંખી રહેશો?" રે! જર્મન અત્યાચારોની કથાઓ કહેવા ઠેર ઠેર બેલ્જીઅમના પાદરીઓ પણ પથરાઇ ગયા.

પ્રજાનો ધર્મપ્રેમી, સ્વાતંત્ર્યપ્રેમી પ્રાણ કકળવા લાગ્યો. યુદ્ધના પહેલા વરસની અંદરજ પચાસ હજાર પ્રજાજનો ભરતીમાં નોંધાયા. સહુના મનમાં એકજ વાત હતી કે, અહો! આપણે તો ન્હાની પ્રજાઓનાં બંધનો તૂટવા જઇએ છીએ!

પરંતુ થોડા કાળમાં જ એ ઉત્સાહનાં પાણી ઉતરવા લાગ્યાં. રણક્ષેત્ર ઉપર આયરલાંડના તરૂણોએ કેવાં અપમાન સહ્યાં! કેવો અવિશ્વાસ દેખ્યો! એ ટુકડીઓને પોતાના પિતૃધામનો વાવટો રાખવા ના પાડવામાં આવી, પોતાના જ સેનાપતિના હાથમાં પોતે રહે. એ માગણી નામંજુર થઇ. એણે બતાવેલાં પરાક્રમો વર્તમાનપત્રોમાં પ્રગટ થવાજ ન દેવાયાં. યુદ્ધમાં ભરતી થવાની વિરૂદ્ધ પ્રગટ થતાં સીનફીન મંડળનાં વર્તમાનપત્રો એક પછી એક જપ્ત થવા લાગ્યાં. રે! " ગુંદર અને કાતર "–( Scissors & Paste ) નામનું ગ્રીફીથનું એક વર્તમાનપત્ર તો કેવળ અંગ્રેજી છાપાંમાંથી લડાઇ સંબંધના ઉતારા જ પ્રગટ કરતું તેને પણ ચાંપી દેવામાં આવ્યું. પ્રજાએ સમજી લીધું કે આપણને તો અંગ્રેજો જાણી શકે તેટલા પ્રમાણમાં યુદ્ધના ખબર પણ નથી જાણવા દેવામાં આવતા. બીજી બાજુ યુનીઅન પક્ષના વર્તમાનપત્રો તો પ્રત્યેક અઠવાડીયું પૂરું થાય, ને આયરલાંડને ટોણાં મારે કે ' તમારે સામ્રાજ્યના રક્ષણ માટે કપાઈ જવું જોઇએ સ્વેચ્છાથી નહિ આવો, તો બલાત્કારે મોકલવા પડશે "!

આવાં ટોણાં પ્રજા શી રીતે સાંખે? એની હોંશ ભાંગતી ગઇ. બીજી બાજુ સ્વયંસેવકોની સેના પણ રોષે ભરાઇ ચુકી હતી. કોઇને જર્મની પ્રત્યે કશોયે પક્ષપાત તો નહોતો જ. પણ ઈંગ્લાંડ પ્રત્યે અને એની કૂટ રાજનીતિ પ્રત્યે ધિક્કાર તો

વ્યાપી ગયો. ઉપરા ઉપરી અપમાનથી ધુંધવી રહેલા એ વિદ્રોહના અગ્નિને સળગાવી મેલવા એક ન્હાની સરખી ધીરી ધીરી ફુંકની જ જરૂર હતી.

અને એ ફુંક આવી પહોંચી. સ્વયંસેવક સેનાના પ્રમુખ ફેનોલીએ પોતાના વર્તમાનપત્રના પ્રત્યેક અંકમાં સ્વયંસેવકોને પેગામ દીધો કે આપણો છુટકારો કરવો હોય તો એક ઘા કર્યા વિના આ લાગ જવા દેશો નહિ. જેમ જેમ યુદ્ધનો અંત નજીક આવતો ગયો તેમ તેમ સ્વયંસેવકોનો પુજનાય સેનાપતિ પેલો

## કવિ પીઅર્સ

પણ ખીજાવા લાગ્યો કે, હાયરે ! બધી પ્રજાઓએ આ તકનો લાભ લીધો, ગુલામીનાં બંધનો તોડીને ફેંકી દીધાં, માત્ર મ્હારી પ્રજા જ એક ઉચ્ચાર પણ કરતી નથી. અને હમણાંજ સુલેહ આવી પહોંચવાનો. દેશને આ ખુણેથી પહેલે ખુણે પીઅર્સ પહોંચી ગયો, અને લોહીનાં બલિદાન દેવા તરૂણોને હાકલ કરી. એણે યાદ આપ્યું કે જયારે જયારે આપણી જનનીને એનાં જ બાલકોએ જાલીમોને હાથ ફસાવી દીધી છે. ત્યારે ત્યારે થોડાંક સંતાનો તો પોતાનાં લોહી આપી આપીને પુરવાર કરતાં ગયાં છે કે આપણું જુગજુગનું જૂનું સ્વપ્ન હજુ અખંડ રહ્યું છે. એ બોલ્યો–અને તે સમયની એના અદ્ભૂત રઘવાયા વદન ઉપર સળગી ઉઠેલી શોર્યના જવાળાઓને હજુ કોઇ નથી ભૂલ્યું–એ બોલ્યો કે "કોને માલુમ છે કે આપણા વડવાઓએ જેને માટે વ્યર્થ ઝીંદગી આપી, તે હાથ કરવાનું નિર્માણ કદાચ આપણે લલાટે લખાયેલું હશે ! આપણે જર્મનોના પક્ષકારો નથી પણ આયરલાંડના પક્ષકારો તો છીએ. અલબત જો જર્મનો કદી આપણી જનનીને પોતાના કબ્જામાં

લેવા આજે આપણે કિનારે વિજેતા બનીને આવે તો આપણે આપણા મુલકની તસુ યે તસુ જમીનને માટે આપણાં લોહી રેડીને ઝુઝશું. આપણે તો સ્વતંત્ર આયરલાંડ જોઇએ, બીજું કાંઇ નહિ."

જરાક થંભી જઇએ. આ મરણીઆ કવિની સ્વપ્ન સૃષ્ટિ પર નજર કરીએ. બાળાપણથીજ એ બળવાના મનોરથો ઘડતો. ખાનગીમાં પ્રભુને બંદગી કરતો કે પ્રાચીન યુગના એ વીરનરોની માફક, હે દેવ! મને પણ જન્મ–ભૂમિને ખાતર મરવાનું દેજે! એના અંતરમાં ત્રણ અભિલાષાઓ હતી, એક વર્તમાનપત્ર ચલાવવું, એક નિશાળ ચલાવવી અને આખરે એક બળવો સળગાવવો. એની ત્રણે મુરાદો બર આવી. એણે કેવળ મારફાડનાજ માર્ગો લીધેલા એમ ન માનજો. પાર્લામેન્ટ પક્ષના ચુસ્ત હોમરૂલરોની સાથે પણ એણે પોતાના દેશના મંગળને માટે પોતાના ઉદ્દામ સિદ્ધાંતોને અળગા મેલીને પણ કામો કીધાં છે.

જે વેળા જડવાદ, પ્રમાદ ને નીતિનો બગાડો પ્રજાના જીવનમાં ઝેર રેડી રહ્યાં હતાં, તે વેળા તપશ્ચર્યા, ઉદ્યમ અને આત્મભોગનો બોધ કરતો આ કવિ પોતાના દિલમાં ગાંઠ વાળીને બેઠો હતો કે રક્તપાત સિવાય બીજું કશું યે દેશને ઉગારી શકશે નહિ. યુદ્ધ મંડાયા અગાઉ કેટલાએ મહિના ઉપર એક વખત જમતાં જમતાં એ એક જુવાન આદમીને ઝબકાવતો બોલી ઉઠયો કે "કદાચ હું, મેકડોનલ્ડ અને બીજા બસો તરૂણો બળવો જગાવીએ, તો તું મારી સાથે જોડાઇશ?"

"પણ–પણ તમે શું કરી શકવાના?" ઝબકેલો જુવાન બોલ્યો.

"અરે, ડબ્લીન કિલ્લાને (સરકારી રાજમહેલને) કબ્જે કરીશું અને અમારી મદદે દોડવા માટે દેશને સાદ પાડશું."

"પણ તમારાથી સાત દહાડા સુધી યે નહિ ટકી શકાય, તમને ચગદી નાખશે, તમારામાંના એકેએકને ગોળીએ દેશે"

"હા, હા, એ હું જાણું છું, પણ એક વાત તો અમે કરી શકશું. અમે આખા દેશને ખળભળાવી દેશું, જાગૃત કરી જશું. દેશપ્રેમ આજ આપણી પ્રજામાં મરી ગયો છે. એટલે જો મુઠીભર માણસો પણ બતાવી શકે કે આપણી સ્વતંત્રતાને માટે આપણે પ્રાણ દઇ શકીએ છીએ, તો પછી પ્રજા બેઠી થવાની—"

લોહીનાં બલિદાનનો આ બોધ યુદ્ધને વખતે એણે વધુ જોશથી દીધો, ને કહ્યું કે, 'લોહી રેડયા વિના તો પાપનું પ્રાયશ્ચિત નથી."

પોતાનાં નાટકોમાં, અને કાવ્યોમાં પણ એ શૌર્યની કથાઓ આતો, પ્રાચીન વીરોનાં બલિદાનની–પ્રાણદાનની વાતો ઉપર એણે ખુબ ગીતો વરસાવેલાં. આફતો અને મુશીબતોની પુરાણી કથાઓ એણે જીગર ચીરીને આલેખેલી. પોતાનાં એ વીરરસ ભર્યાં નાટકો એ પોતાના શિષ્યોની પાસેજ ભજવાવતો. એ તરસ લોહીની નહોતી, એ તરસ તો નિર્મળ, ભવ્ય, અને ઇશ્વરી સ્વાતંત્ર્યની હતી. અને કેવું એ તપસ્વીનું જીવન! વિલાસને એ ધિઃકારતો. દેહનાં સુખ એણે ઉતારી નાખેલાં. દારૂ કે સીગારને એ સ્પર્શ પણ નહોતો કરતો,

અને એનું હૃદય! બિલાડીનું બચ્ચું મરી ગયું તેના ઉપર એ રડયો હતો, બગીચામાં ખોદતાં ખોદતાં એને હાથે જીવડું ચગદાઈ ગયું તે જોઇને એના હાથમાં કોદાળી થંભી ગઇ. આંખો દિવસ ફરી ખોદવાનું એનું હૈયું ચાલ્યું નહિ.

બાલકો ઉપર, પ્રેમ ઉપર, કુદરત ઉપર કેવી મૃદુ કવિતાઓ એણે રચી છે! પોતાની નિરાળી શાળા ચલાવીને શિક્ષણના કેવા

સુંદર પ્રયોગો એણે અજમાવ્યા છે! પીઅર્સ રક્તપિપાસુ દાનવ નહોતો, હિસાબ કરનાર દુનિયાદારીનો માનવ નહોતો, એ સાધુ હતો, પેગમ્બર હતો.

અને ત્યાંજ એની અને ગ્રીફીથની વચ્ચેનો ભેદ નજરે પડે છે. ગ્રીફીથ પોતાની કાબેલ લેખિની લઇને આયરલાંડ ઉપરના ગારાવાર કરવેરા સામે વિરોધ કરતો હોય, ત્યારે કવિ માત્ર એટલુંજ બોલતો કે "શા માટે? જો આપણે આજે સંપૂર્ણ સ્વતંત્રતા કબ્જે કરવા બહાર પડયા હોઈએ, તો પછી અરધી દુકાનીના વધુ ઓછા વેરા ઉપર શબ્દોનાં ચુથણાં ચુંથીને શા માટે આપણે આપણી વાત નબળી પાડવી? રે સ્વતંત્રતા કદાચ આપણને ભીખ માગતા બનાવી નાખે, તો પણ આપણે તો સ્વતંત્રતાજ ખપે."

આયરલાંડને તો ગ્રીફીથની યે જરૂર હતી, કવિની પણ જરૂર હતી. બુદ્ધિવંત પ્રજાજનોને સમજાવવા સમર્થ વ્યવહારજ્ઞાનીની જરૂર હતી, અને જડતામાં સૂતેલી પ્રજાને જગાડવા કોઇ સ્વપ્નને જોનારા જવાળામય ભક્તની–ગાયકની પણ જરૂર હતી.

બળવો જગાવ્યા પહેલાં થોડા સમય ઉપર જ એણે લખેલું કે, "જયારે આયરલાંડ સ્વતંત્ર બને, ત્યારે રાજા કોણ થશે એ વાતથી મુંઝાશો નહિ. બીજું કોઇ નહિ–પ્રજા પોતે પોતાના દેશની માલીક બનવાની–પ્રજા, કે જેણે રૂદન કર્યાં છે, દુઃખનો માર્ગ લીધો છે, જેણે ક્રોસ ઉપર નગ્ન લટકીને જીવ કાઢી આપ્યો છે, અપરાધીના ઉદ્ધારને માટે જેણે નર્કનો ત્રાસ સેવ્યો છે, જે ફરી એકવાર અમર બનીને, કીર્તિવંત બનીને જાગશે, પ્રભુને જમણે પડખે બિરાજશે, અને આખરે ઇન્સાફ કરવા આવશે. અદલ ઇન્સાફ, દારૂણ એ ઇન્સાફ!

શી આશાએ આ એકાકી મરદ શમશેર ખેંચવા માગતો હતો? શું એને નહોતી ખબર કે બ્રીટાનીયાની પ્રચંડ સેના સામે એનો બળવો બે દિવસ પણ નહિ ટકે, રક્તપાતને પરિણામે એનાં પ્રજાજનો બ્રીટન સોલ્જરોની બંદુકે ઉડશે, એના વ્હાલા વતનના અંગ ઉપર વધુ કઠોર બેડીઓ પડશે, એનું પોતાનું માથું છેદાશે, જગત હાંસી કરશે–નહોતો એ જાણતો?

એ બરાબર જાણતો હતો. એને તો માત્ર એકજ પરિણામ લાવવું હતું–ફરી એક વાર લોહીનાં છાટણાં કરીને દેશની સ્વાધીનતાનો દાવો રજુ કરવો, ને શૌર્યનો યુગ પ્રવર્તાવવો. માટે જ એણે લખી નાખ્યું કે,

"મ્હારી નવજવાનીનાં લોહી નષ્ટ પામે, ને પહેલાં હું મ્હારા બાંધવોને કહી દઉં, કે મ્હારા જેવા જ પાગલ બની જાઓ, મરી ખુટો, બધું યે ફના કરો. ઇસુ પર ભરોસો મેલો, ચમત્કાર બતાવો, ને એ બધી ભૂલો માટે હું જવાબ દઈશ, અહીં અને પરલોકમાં. અને ઓ મ્હારાં વ્હાલાં પ્રજાજનો, તમે પણ મ્હારી સાથે જવાબ નહિ આપો?

"હે પ્રભુ! ત્હારા ભયાનક કોલને આધારે મેં મ્હારો પ્રાણ સમર્પ્યો, મ્હારા બંધુઓનાં બલિદાન દીધાં.

"હવે મ્હારી કસૂરોને ન સંભારીશ, મ્હારી નિષ્ફળતા તરફ ન જોઇશ.

"મ્હારા આકીનની ઉપર નજર કરજે."

## બળવો

એ દારૂણ દિવસો આવી પહોંચ્યા. એ સુંદર સુગંધીમય, આશામય, આનંદમય, અનેરી વસંતના દિવસો હતા. કોઇને ખબર નહોતી. જાણનારા તો માત્ર પીઅર્સ, ઓકોનેલી. આ-

ચાર્ય મેકનેઇલ, અને મુઠીભર માથાંના ફરેલા ફેનીઅનો. રવિ-
વારની સવાર નક્કી થઇ ચુકી.

ત્યાં તો ખબર આવ્યા કે કેસમેન્ટ કેદ પકડાયો- અને એક સ્ટીમર ભરીને શસ્ત્રો આવેલાં, તે ગૂમ થયાં–તત્કાળ આખા દેશને ખુણે ખુણે ખબર પહોંચાડવામાં આવ્યા કે રવિવાર સવાવારનો કાર્યક્રમ રદ્દ કરવામાં આવે છે. રવિવારનાં વર્તમાનપત્રોમાં એ રદ્દ થયાના ખબર વાંચી સરદારો તાજ્જુબ થયા.

પરંતુ હવે તો બીજો ઈલાજ નહોતો. આ પાર કે પેલે પાર. કામ પતાવવુંજ પડશે. આડ આડ દિવસ થયાં લીબર્ટી હોલ(સ્વાતંત્ર્ય–મંદિર)ના બુરજ ઉપર પ્રજાનો ત્રિરંગી વાવટો ફરકી રહ્યો હતો, શસ્ત્રધારી સ્વયંસેવકો એ મકાનને ઘેરીને ઉભા હતા, અંદરના રાજદ્રોહી છાપાંને જપ્ત કરવા જવાની સરકારી સેનાની મગદૂર નહોતી. રે ! પ્રજાસ્વાતંત્ર્યનો સંદેશો એ મકાનની સીડી પરથી ઉંચે અવાજે વંચાવો પણ શરૂ થયેલો. સરકારે સ્વયંસેવકોના સરદારોને ગિરફતાર કરવાની તૈયારી જ રાખી હતી. આખી સેનાનાં શસ્ત્રો ઝુંટવી લેવાના અને એને વીંખી ચુંથી નાખવાના હુકમો કાગળ પર ચડી ચુકયા હતા. ચુપચાપ ચુંથાઇ જવાનું, વીંખાઇ જવાનું કિસ્મત રાહ જોતું હતું. ઘડીઓ ગણાતી હતી. સરદારોને લાગ્યું કે દેશ રસાતાળે જાશે. સ્વયંસેવકોને ચગદયા પછી તુરતજ પ્રજાજનોને જબરદસ્તીથી ( Conscription થી ) લડાઇમાં રેંસાઇ જવા ઘસડશે. પ્રજા પોતાનો મનુષ્ય તરીકેનો છેલ્લો અધિકાર ગુમાવી બેસશે.

સોમવારનો પ્રાતઃકાળ નક્કી થયો. ખ્રીસ્તીઓના પરમ પવિત્ર એ ઇસ્ટરના ઉજ્જવલ સોમવારની પ્રભાતે દસ બજે સ્વયંસેવકોને હાકલ થઇ. આજ્ઞા અનુસાર જુદે જુદે મથકે એ

તરૂણોની ટુકડીઓ હાજર થઇ. કહેવાય છે કે સ્વયંસેવકોને બીજી કશીયે ખબર નહોતી, તેઓ એટલુંજ સમજેલા કે માત્ર કવાયત કરવા માટેજ અમને બોલાવ્યા છે. ફક્ત ચાર હજાર જ આવેલા. કારણ પેલા રદ્દ થયાના હુકમથી બહુ ગોટાળો રહી ગયેલો.

બહુ મતભેદ હતો, તત્કાળ બળવો જગાવવાની બાબતમાં સરદારોની અંદર અંદર પણ વિરોધ હતો. છતાં છેવટે નક્કી થયું. બરાબર મધ્યાન્હે સ્વયંસેવકોએ હુકમ સાંભળ્યો કે "આપણા પ્રજાસત્તાકને રક્ષવા તત્પર થાઓ" અને ધન્ય છે એ જુવાનોની ટેકને! પલવારની અંદર તો બધાએ નિશ્ચય કરી લીધો. લગારે ભંગાણ ન પડ્યું. મોતને ભેટવા એકે એક યુવક આતુર બની ઉભો.

૧૯૧૬ના એપ્રીલ માસની સોમવાર સવારે 'લીબર્ટી હોલ' ઉપર પ્રજાસત્તાકનો વાવટો ફરકવા લાગ્યો એ વાવટામાં ત્રણ રંગ હતા, નારંગી રંગ [અલ્સ્ટરનો] લીલો રંગ (દક્ષિણ પ્રદેશનો) અને એ બન્નેની વચ્ચે સંધિ કરાવનારી શ્વેત રંગની પટી.

હગીઆર ખણુખણ્યાં. ચાર હજાર તરૂણોની ફોજ ડબ્લીન નગરમાં વિસ્તરી ગઇ. કોઇ કહે છે કે માત્ર છસોજ હતા.

વસંતના એ રમ્ય અને પવિત્ર અઠવાડીયા દરમ્યાન શું શું ખુનામરકી ચાલી, કેટલા કેટલા સરકારી સિપાઇઓ અને સોલ્જરો મરાયા, કે કેટલા સ્વયંસેવકોનાં માથાં ઉડ્યાં, તેનું વર્ણન શું? ખુનામરકીનાં ચિત્રો બહુ વિવિધ હોતાં નથી.

પ્રજાનો ડાહ્યો વર્ગ ઝંખવાણો પડીને આ નાદાન મામલા સામે આંખો ફાડી તાકી રહ્યો. ઉદ્દામ પક્ષના આગેવાનોએ

પણ એમાં અમંગળ જ માન્યું. તેઓ બોલ્યા કે, આ બળવો ઈંગ્લાંડની સામે ન સમજવો. એ ખુદ આયરલાંડની સામે જ ઉભો થયો છે. નવજવાનોનાં બલિદાન ઉપર સહુ આફ્રીન બની ગયા, પણ, એમ તે ઉચ્ચાર્યું કે, "આયરલાંડના બળવાખોરો યુરોપના નામને બટ્ટો લગાડે એ તો આ પ્રથમ વારનો જ દાખલો કહેવાય." પ્રજાના કલ્પાંતનો પાર નહોતો, તાજ્જુબીનો પાર નહોતો, ધન્યવાદનો પાર નહોતો.

સોમવારથી માંડીને સામા શનિવાર સુધી બંડખોરો સરકારી ફોજની સામે ઝુઝયા, સરકાર તરફથી નિત્ય નિત્ય નવી ટુકડીઓ ને નવી તોપો આવતી ગઇ. તો પણ બળવાખોરોનું દળ તૂટયું નહિ, આખરે સરકારનું પ્રચંડ તોપખાનું આવી પહોંચ્યું. નગરમાં તોપોનાં નિરંકુશ ધમસાણો મંડાયાં, શહેરને છાપરે છાપરે આગ લાગી, અને નિર્દોષ નગરજનોનાં મકાનો પછી મકાનો તોપોને ધડાકે ધડાકે તૂટી જમાનદોસ્ત બન્યાં. પછી તો પેલો મરણીયો પીઅર્સ જોઈ રહ્યો કે "બસ ! આયરલાંડનું નાક રહ્યું છે. મને સંતોષ થયો છે. હવે અમારો વિરોધ જાહેર થઇ ચુકયો, હવે રકતપાતની જરૂર નથી." એટલું બોલીને એ પકડાયો, પ્રજાસત્તાક સેનાએ શસ્ત્રો નીચાં મેલ્યાં.

સોળ સરદારો કેદ થયા, છુપો મુકર્દમો ચાલ્યો, બબ્બે બબ્બેને રોજ રોજ ગોળીથી વધાવી નાખવામાં આવ્યા. પંદર સો ગુન્હેગારો પકડાયા, તેઓને ઈંગ્લાંડમાં લઇ જવામાં આવ્યાં.

બળવાખોરોનો સેનાપતિ, અને પ્રજાસત્તાકનો પહેલવહેલો પ્રમુખ, એક વખતનો કોમળ હૃદયનો ગુરૂ, એક વખતનો દયામય પ્રેમમય કવિ પેલો સુકુમાર પીઅર્સ, પોતાના શિર-

એહને વખતે પોતાની માને કાગળ લખતો ગયો, કે " માડી, ઇશ્વરે જો કદી મને મોતની પસંદગી કરવાનું કહ્યું હોત તો હું આવું જ મોત માગી લેત-માતૃભૂમિને માટે અને સ્વતંત્રતાને માટે એક યોદ્ધાનું મોત. અમે જે કર્યું છે તે બરાબર છે. આજ લોકો ભલે અમારા કૃત્યને ધિઃક્કારે, એક વખત તેઓ અમારી તારીફ કરવાના. તું રડીશ ના, પણ માનજે કે એ તો પ્રભુએ મારી અને તારી કનેથી માગી લીધેલું બલિદાન હતું."

યુરોપનાં રણમેદાનો ઉપર પ્રચંડ સેનાઓનાં ઘમસાણો જોતું જોતું જગત એક દિવસની પ્રભાતે ઝબકી ઉઠયું, આંખો ચોળી અને વાંચ્યું કે ન્હાનકડા આયરલાંડની અંદર આજ બળવો જાગ્યો છે! શી રીતે એ બન્યું? શો ભેદ એમાં છુપાયો હતો? શા કારણો બન્યાં? એ સવાલો ઠેર ઠેર પૂછાયા, પણ જવાબ દેનારૂં કોઇ હાજર નહોતું. તાજ્જુબી તો એ હતી કે આયરલાંડની સરકાર પણ આ બધું કળી શકી નહિ. સરકારનું જાસુસીખાતું જાણે હયાતજ નહોતું! આવી ઝુમ્બેશના સમાચાર કુટી ન નીકળ્યા એ તો આયરલાંડની તવારીખમાં પહેલવહેલોજ બનાવ ગણાય. જગત હેરત પામી ગયું, સરકાર દિગ્મૂઢ બની.

## સીનફીન મંડળ પર આરોપ

આ કાવતરાનો આરોપ સરકારે કોના ઉપર મેલ્યો? નિર્દોષ સીનફીન મંડળના મસ્તક ઉપર. જર્મનીની છુપી મદદથી સીનફીને આ કાવતરૂં રચ્યાનો આરોપ કેવળ નાહાનીઅર્થો, ર! તર્કટી હતો, એમ આયરીશ લેખકો કહે છે. ગ્રીફીથના સાથીઓ અલબત ઇંગ્લાંડ સાથે તમામ સંબંધ તોડીને છેક સ્વતંત્ર થઇ જવા ચાહતા હતા, એ નહોતા માગતા અંગ્રેજી પાલા

મેન્ટના કોઇ પક્ષની સહાય, અગર તો કોઇ પરદેશીની તલવારની મદદ. એ તો પોતાનો છુટકારો પેલા હુંગેરીએ જેમ આસ્ટ્રીયાની સાથે અસહકાર કરીને સાધ્યો, હિન્દુસ્થાન તેમ રાજતંત્રની અંદરથી ખસી જઇને સાધવા મથી રહ્યું છે, તેવી જ રીતે સાધવા માગતા હતા. રક્તપાતનું પગલું એ નહોતા લેવા માગતા.

ત્યારે બળવાની અંદર કોનો કોનો હાથ હતો તે આપણે જાણી ચુકયા છીએ. સ્વયંસેવકોને સમાચાર પહોંચેલા કે આપણાં શસ્ત્રો ઝુંટાવાનાં છે, સ્વયંસેવકોએ જોયું કે હોમરૂલ ઉડી ગયું, અને પોતાના પ્રજાજનોનાં અપમાન, અવિશ્વાસ રણક્ષેત્ર પર જોયાં. "એ બધાં કારણોથી ન ઉશ્કેરાય એવી કોઇ સંત પ્રજા, અગર નામર્દ પ્રજા હજુ દુનિયામાં દેખાણી નથી. રે ! હોમરૂલની ખાત્રી રૂપે, આયરીશ પાર્લામેન્ટનું મકાન બંધાવાનું પણ શરૂ થયું હોત, તો પ્રજાના દિલમાં વિશ્વાસ આવત, રક્તપાત અટકત." પણ હોમરૂલને બદલે તો સર એડવર્ડ કારસનની તલવાર લટકતી દેખાઈ.

## વેરની વસુલાત

બળવો ખલ્લાસ થયો. શું બીના બની તેની તો પ્રજાને પૂરી ખબર પણ ન પડી, ત્યાં તો પ્રજાના વ્હાલા કવિઓનાં, અને અવધુતોનાં ડોકાં બંદીખાનાંની દિવાલોની અંદર ચુપચાપ ઉડવા લાગ્યાં, દેશના કોહિનૂર સમા, નિષ્કલંક ચારિત્ર્યવાળા, અને પ્રભુમય જીવન ગાળનારા પૂરા એક સો તરૂણો પાંચ વરસથી માંડી જન્મસજાની ટીપ ભોગવતા થયા, અને બે હજાર બીજા યુવાનો–જેમાંના ઘણા તો છેક નિર્દોષ હતા–તેને પણ પૂરી દેવામાં આવ્યા. "આયરલાંડનું એવું એક પણ ગામડું નહોતું કે જેના એકાદ લાડકવાયા માનવંત વતનીને, અરધા

રાતે એના ઘરનાં બારણાં તોડી, જડતીને બ્હાને એનો સરંજામ વીંખી વીંખી, એના ઘરની રમણીઓને ભૂખી તરસી એકકેક દિવસ સુધી ઓરડામાં પૂરી રાખી, વિના વારંટે ઉઠાવી ન ગયા હોય."

ત્રણ મહિનાની કાચી કેદમાં સડયા બાદ સર રોજર કેસમેન્ટના ઉપર મુકદ્દમો ચાલ્યો. કોણે ચલાવ્યો એ મુકદ્દમો? એના દુશ્મનોએ. કોની સમક્ષ? તમાસો જોનારાની સમક્ષ. ટોળુ જેલની બહાર ઉભું ઉભું ખુશાલીની તાળીઓ પાડતું હતું. દિવાલની બીજી બાજુ કેસમેન્ટને ફાંસી દેવાતી હતી.

આજ ઇંગ્લાંડની પ્રજા જર્મનીનાં ટિખળ અને અપમાન કરતી કરતી આયરલાંડનાં અપમાન કરવા લાગી, આયરલાંડ ઉડયું, એણે જોયું કે એને દુશ્મન ગણીને આજ અપમાન દેવાવા લાગ્યું છે.

## લોક લાગણીનો પલ્ટો

પંદર દિવસ સુધી ધડપકડ ચાલી, સોલ્જરો ફાવે તેમ અત્યાચાર કરતા ગયા, ગોળીબાર શરૂ રહ્યો, અને એ બધા ઘાતકીપણાથી કકળી ઉઠેલી પ્રજાએ બીજી બાજુ શું જોયું? બળવાના બધા સરદારોએ, એક પછી એક, હસતે વદને, શાંત મિજાજે, મટકું પણ માર્યા વિના સરકારની ફાંસીના અગર બંદુકના મોઢાને ભેટી લીધું. એની નાકાની ભૂલાણી, લોકોએ એ બધાને શહીદ ગણી અંતરમાં સ્થાપ્યા, ઘાતકી સરકાર ઉપર ઘૃણા વરસાવી, સીનફીન મંડળે સામે ચાલીને એ આરોપ સ્વીકર્યો, બળવાને ધર્મયુદ્ધનો મહિમા બક્ષ્યો. અત્યાર સુધી આ નવી ઝુમ્બેશ પ્રત્યે જે લોકો બેદિલ હતા તે પણ ભળી ગયા, બીન રાજ્યદ્વારી પેલું ગેલીક લીગ, મજુર મંડળ, અહિંસક પ્રજાસત્તાકવાદીઓ, ને સમાજવાદીઓ—એ બધા

સીનફીન નામ ધારણુ કરી ચુકયા. ઠેર ઠેર એ રકતભીની સમાડુનાં નિર્ભય ગીતો ગવાતાં થયાં, અને એક જ વાણી ગાજી રહી કે પ્રજાસત્તાક, પ્રજાસત્તાક, સીનફીન સીનફીન. [અમે પોતે, અમે પોતે]. સીનફીનનાં પુસ્તકો તેમજ છાપાંઓ ઘેર ઘેર વિસ્તરી વળ્યાં.

પરિણામ ?–શાંત ચળવળથી જે કામ દશ વર્ષે પણ ન થાત, તે કામ બળવાખોરોએ આઠ દિવસમાં પતાવ્યું. અને સૈકાઓ થયાં જે કામ બળવાખોરો નહોતા કરી શકયા, તે કામ અંગ્રેજ સરકારે પંદર દિવસમાં પતાવી દીધું. પીઅર્સનું કથન સાચું પડયું કે, "અમે ભલે ઈંગ્લાંડને નહિ જીતીએ. પણ આયરલાંડને જીતવાના." જરૂર આજે સો સો વરસ વીત્યે આયરલાંડનું હૃદય જીતાયું. જીતનાર સીનફીન, અને હારનાર પાર્લામેન્ટની પેલી વફાદાર મંડળી, જે મંડળીએ, અંગ્રેજ પાર્લામેન્ટની ભર મેદની વચ્ચે જ, બળવાને બીજે દિવસે જ પોતાના દેશબંધુઓ પ્રત્યેના સર એડવર્ડ કારસનના તિરસ્કારને તાળીઓના ગગડાટ કરી વધાવેલો, અને પ્રજાપર અકથ્ય અત્યાચારો વરસાવનારા અંગ્રેજ સરકારના હાથ મજબૂત કરેલા. ઇતિહાસે એની નોંધ લીધી છે. સ્વાવલંબનનાં જોશ પ્રજાનાં હૈયામાં પ્રગટે, તે પહેલાં તો એવી અનેક માર્ગ ભૂલેલા-ઓની ભુલવણીમાંથી પ્રજાએ નીકળવું પડે, એવાની સરદારી નીચે પારકી પ્રજાઓની પાસે ભિક્ષા માગવી પડે, પોતાના પ્રભુદત્ત અધિકારો પારકાને હાથે વેચાતી માગવા પડે, આંખો ઉઘડતા પહેલાં અનેક થપ્પડો ખાવી પડે, આયરલાંડે કયાં ઓછી ખાધી છે ?



# પ્રકરણ ૫મું

—•—

## ત્રિષ્ટિનાં કહેણ

સરકારી સેનાએ જેર કરી નાખેલા એ ડબ્લીન નગરમાં અંગ્રેજ પ્રધાન એસ્ક્વીથ જઇ આવ્યો. પાછા આવીને એણે જાહેર કર્યું કે, " રાજ્યતંત્ર ભાંગી પડયું છે, અને નવું, પોતાને મનપસંદ રાજ્યતંત્ર મેળવવા પ્રજા એક અવાજે તલપી રહી છે; પ્રજા સમજી ગઇ છે કે આપણી મુંઝવણને આવે સમયે સાચો લાગ ફાવવાનો. "

શું આશ્ચર્ય ? પ્રજાનો કોપ કેવળ સરકાર ઉપર જ નહિ, પાર્લામેન્ટ પક્ષ ઉપર પણ સળગી નીકળ્યો હતો. પાર્લામેન્ટ પક્ષે પ્રજાનું જે અમંગલ અધુરૂં રહેલું તે પૂરૂં કર્યું.

શું હકીકત બની ? જગવિખ્યાત બાજીગર પેલા લોયડ જ્યોર્જે ફરી પાછી આયરલાંડના ભાગલા પાડવાની યોજના તૈયાર કરી. દેશનાં છ પરગણાંને જુદાં પાડી જુદું રાજ્યતંત્ર આપી દેશને હોમરૂલ આપવાનું કરારનામું લખ્યું. રેડમંડે અને એના સાગરીતોએ પોતાનાં કાંડા કાપીને આપી દીધાં. સહીઓ કરી !

પછી ? પછી તો લડાઇનાં વાદળાં ઘેરાતાં હતાં, પરાજય પર પરાજય યુરોપના રણમેદાન પર મિત્ર રાજ્યોને મળતા હતા, અને સહુ વાટ જોતાં હતાં કે અમેરિકા તો હજુ અચકાતું ઉભું હતું.

ઇંગ્લાંડનું પ્રધાન-મંડળ બદલાયું, એસ્ક્વીથે જામો ઉતારી નાખ્યો, જાદુગર લોઇડ જ્યોર્જના ડંકા વાગ્યા,

જાદુગરીની અજમાયશ ચાલી. અમેરીકાને યુદ્ધમાં ઉતાર્યા સિવાય બચવાનો બીજો ઇલાજ નહોતો. પણ અમેરીકાનું કલેજુ તપતું નહોતું, આયરલાંડ ઉપર ઇંગ્લાંડના અત્યાચારો અમેરીકાના અંતઃકરણમાંથી ખસતા નહોતા. એવી કઇ ઉલટથી અમેરીકા ઇંગ્લાંડની વારે ધાય ?

કેવળ અમેરીકાને બતાવવા ખાતર બાજીગરે બાજી આદરી. આયરલાંડના નિકાલને માટે પ્રધાને એક મસ્લત-સભા ( Covention ) બોલાવી. સભાસદોનાં નામ સૂચવવા સીનફીન મંડળને પણ કહેણ પહોંચ્યાં.

ઓબ્રાયન નામના પાર્લામેન્ટ પક્ષના એક અગ્રેસરે શરતો મોકલી કે, (૧) સાચી દાનતવાળા બાર સલાહકારો નીમો (૨) વ્હેલો ફડચો કરો, અલ્સ્ટરને યોગ્ય હક્કો આપો પણ ભાગલા પાડવાની ચોખી ના ઠરાવો ( ૩) નિર્ણય થાય તેના ઉપર પ્રજાની મંજુરી લેવા પ્રજા પાસે ધરો. ( ૪ ) અલ્સ્ટરની પ્રજા જો એ નિર્ણયની સામે પણ લડવા ઉઠે, તો બ્રોટીશ પ્રજા પાસે વાત રજુ કરી ઇન્સાફ કરો. કમીટીનાં નામો સૂચવ્યાં. સીનફીનરો તરફથી કેવળ બેજ માણસોને બેસાડવાનું કહ્યું.

એ શરતો અને એ નામો નામંજુર થયાં. રેડમંડના પક્ષની સાથે મસ્લત કરીને પ્રધાને પોતાની પસંદગીના એકસો જણાને બોલાવ્યા. એમાંના નેવું જણા તો ભાગલા પાડવાનાજ વિચાર માટે જાણીતા હતા. રેડમંડના પક્ષના માણસો શામેલ હતા. સાચો પ્રજાસત્તાકવાદી એ વિષ્ટિમાં ભળી શકયે જ નહિ. અને આખરનો નિર્ણય નકારવાની સત્તા પેલા અલ્સ્ટરવાસીઓને આપવામાં આવી. એક પણ સીનફીન ગયો નહિ. જે ગયા તેમાં પણ બસૂરા રાગ ન...

જ્યા. એ દંભી મસ્લત સમિતિ, એ વિષ્ટિનો ફરેબ, તૂટી પડ્યાં. છેવટના નિર્ણયને અલ્સ્ટરવાસીઓએ નકાર્યો. રેડમંડે એ સભામાં બેસીને બાકી રહેલું હીણપદ પૂરું કર્યું. પ્રજાએ તો કશું જાણ્યું પણ નહિ કે પડદા પાછળ આ શું રમત રમાઇ રહી છે. અને ઓબ્રાયને તો પાર્લામેન્ટમાં સંભળાવ્યું કે, "આ ભંગાણને પરિણામે કાયદેસરની ચળવળનો અંત આવશે, બળવો કરવાનો લોકોને વ્યાજબી અધિકાર મળશે!" સુલેહ શાંતિ, અને કાયદેસર લડતના હિમાયતીના આ ઉદ્ગારો!

મસ્લત ભાંગી પડી તેથી યે શું? અંગ્રેજ રાજનીતિ નાદાન તો નહોતી જ. ભલે આયરલાંડમાં તો એ મસ્લત હાંસીને પામી. પણ અમેરીકાને કિનારે એનું કામ પાકી ગયું. અમેરાધિપતિ એ વીલ્સનના અંતરાત્માની અંદર તો સેતાન બોલી ગયો કે, "સાચેસાચ, આયરલાંડનો નિકાલ કરવા ઇંગ્લાંડ મથે છે, સાચા દિલથી મથે છે." પણ લ્યૂસીટાનીયાનો સંદેશો આવવાને હજુ વાર હતી,

## સીનફીનનો પલટો

દરમ્યાન શું થઈ રહ્યું હતું પેલી સીનફીનની ઝુમ્બેશમાં? જુદાં જે જે બળવાખોર મંડળોને કપાળે એ નામ ચોડવામાં આવેલું, તે બધાંય એ [illegible] કરી ચુકયાં, અને એ બધાના સંગમમાંથી એક [illegible] દેશવ્યાપી જોરાવર સંઘ જાગૃત થયો. ગ્રીફીથે પોતાના મસ્તક પરનો પ્રમુખ તરીકેનો મુગટ ઉતારીને પોતાના એક શિષ્યને શિરે પધરાવ્યો. કોણ એ શિષ્ય? પેલો મરણીયો બહારવટીઓ ડી વેલેરા, જે રક્તપાતની સખ્તાઇમાં શામેલ હતો, ને સહુથી છેલ્લો શરણે

થયો હતો, જે બહાદુર સૈનિક હતો, અને બાહોશ રાજનીતિજ્ઞ હતો, જેના માથા પર જન્મકેદની સરકારી સજા લટકતી હતી. એ આવી પહોંચ્યો, વિજળીના ઝબકારાની જેવો એ મોખરે આવી પહોંચ્યો. શુરૂ શ્રીફીથે એ યુવાનની પીઠ થાબડી.

અને હવે સીનફીન રાષ્ટ્રે ખુલ્લે શબ્દે જાહેર કર્યું, કે એ બંડખોરોએ સ્વીકારેલું સંપૂર્ણ પ્રજાસત્તાક જ અમે સ્વીકારીએ છીએ. કાંઈ સમાધાની નહિ, લગારે કમ નહિ.

## ફરજીઆત ભરતી

૧૯૧૮ નું એ વરસ હતું. એપ્રીલ મહિનો ચાલે છે. રણક્ષેત્રમાંથી ઇંગ્લાંડને સાદ પડયો કે " સૈનિકો લાવો, વધુ સૈનિકો લાવો. ઉગરવાનો બીજો ઇલાજ હવે નથી રહ્યો. " એ મામલો કટાકટીનો હતો. ગમે તે ભોગે પણ સૈનિકો જોઇએ. નવા આવેલા ગવર્નર ફીલ્ડ માર્શલ લોર્ડ ફ્રેંચે તવાકડીનું રાજ્ય તો સ્થાપી દીધું હતું. હવે ખુલ્લી રીતે આયરલાંડના ઉપર, એ દુભાયેલી, ખીજાયેલી, ઘવાયેલી પ્રજા ઉપર, ફરજીઆત ભરતીનો હુકમ ઘડાઇ રહ્યો હતો. અને એનો જવાબ શું વાળવો તે પ્રજાએ પણ નિર્ણય કરી લીધો હતો.

શું લશ્કરની તંગીને લીધે જ આ ફરજીઆત ભરતીની વાત ચાલતી હતી ? બ્લેકામ નામનો એક આયરીશ લેખક શું કહે છે ? " સીનફીનને જ્યારે સરકારે અવગણના કરી આગળું મેલ્યું, ત્યારે એનું રચનાત્મક કાર્ય, અને એની પ્રચંડ ચળવળ બન્નેનો વાવટો ઉડયો. જ્યારે રીબામણી શરૂ થઇ, શસ્ત્રોનો મારો ચાલ્યો, ત્યારે પણ સીનફીનનો જ વિજય ! સરકારને સ્પષ્ટ દેખાયું કે આવતી ચુંટણીની અંદર પ્રજાસત્તાક-

વાદીઓની જ બહુમતી ચુંટાશે ! અને પછી તો વાત હાથમાં નહિ રહે. માટે, અત્યારથી જ એ ખંડખોર ફોજને ફરજીઆત ભરતીને નામે જ મારી નાંખીએ.

"સરહદ ઉપર સૈનિકોની જરૂર હતી તે માટેજ આ હુકમ થાય છે, એ વાત તો ગળે ઉતરતી નથી. લોકો રાજીખુશીથી જવા માગતા હોય તો પણ પચાસ હજાર તો માંડ માંડ નીકળે. અને એ પચાસ હજાર માણસો મળવાનાં જ નથી. રે ! દસ હજાર માણસોને હાથ કરવા માટે પણ મોટી ફોજોની જરૂર પડવાની. કારણ, એ તો દેખીતું જ હતું કે લોકો શસ્ત્ર લઇને સામાં થવાનાં. કમ નહિ, બે લાખ માણસોએ નક્કી કરેલું કે ફરજીઆત ઘસડવા આવે તો જંગ મચાવવો. આવા વેરાએલા ખંડખોરોને હાથ કરવા માટે આયરલાંડમાં કેટલી મોટી ફોજ રોકી રાખવી પડશે ?"

## પ્રજાનો વિરોધ

"પણ એ તો સમસ્ત આયરલાંડે સમજી લીધું હતું કે મડા દારૂણ તલવારનું રાજ્ય ચલાવીને સરકાર આપણા નવા જુસ્સાને ચાંપી નાખવા ચાહે છે. અને એ ભરતીમાં સપડાએલ એક પણ પ્રજાજન પાછો આવવાનો નથી. સરહદ ઉપર આયરીશ સૈનિકોનો શો ઉપયોગ થવાનો ? બ્રીટીશ લશ્કરની મોઢા આગળ તોપોના ગોળાનો પહેલો મારો ઝીલવા માટે જ એને ખડા કરવામાં આવશે. અગાઉ એજ ઉપયોગ થયેલો. માટે, આયરીશે તો મૃત્યુની જ પસંદગી કરવાની રહી. રણમેદાન ઉપર મુંગા મુંગા ઘેંટાની માફક રેંસાઇ જવું ? કે દેશની અંદર જ, ભરતીમાં જોડાવાની ના પાડીને, સામા થઇને, વધુ નહિ તો અકકેક બ્રીટીશ સિપાહીને મારીને મરવું ? અને

શું અધિકાર હતો આ પરદેશી સરકારને-જેણે પ્રજાના પ્રભુદત્ત હક્કો ઝુંટવી લીધા હતા, પ્રજાની મૃદુમાં મૃદુ લાગણીઓ ચગદી નાખી હતી, પ્રજાના પ્રાણસમા સરદારોને કાળાં પાણી, કે જન્મકેદમાં હડસેલી દીધેલા-શું અધિકાર હતો આ સરકારને, કે તે અમારાં માનવ-બાંધવોની કતલ કરવા અમને ઉપાડી જઇ શકે ? અંગ્રેજ આપણને મારી નાખશે, તેટલા જ કારણથી આપણને જર્મનીનાં સંતાનોનો જાન લેવાનો શો અધિકાર ? એ કસાઈ બનવાનો હુકમ કરનારી પરદેશી રાજસત્તા ભલે આપણી દોસ્ત હોય કે દુશ્મન-આપણે ગુલામો હોઇએ તો જ આપણા દેહ અને પ્રાણ કેવળ એની તલવારની બ્હીકે એના હાથમાં સોંપી દઇએ. તે સિવાય તો નહિ. આ રીતે એક મહા દારૂણ દાવાનળનું દારૂખાનું પ્રજાની અંદર તૈયાર થએલું, લોકો ભરતીની વાતથી ધ્રુજી ઉઠયાં, અને કાન માંડયો કે સરદારો શું હુકમ કરે છે. દેશના આકાશની અંદર, હવાની અંદર જાણે એ ચાલીસ લાખ આત્માઓની બંદગી સંભળાવા લાગી. એક પણ ઘર એવું નહોતું કે જેના ઉપર મૃત્યુ અને પાયમલીના ઘોર પડછાયા ન પડયા હોય. " બંદગી કરો, બંદગી કરો " એ દેવાલયના ફરમાન અનુસાર સર્વત્ર બંદગી ઉઠી. સાથે સાથે ભરતીની સામે વિરોધ કરવાનો હુકમ પણ નીકળ્યો. "

આખો દેશ એકસામટો ગરજી ઉઠયો. પરગણાંની ધારાસભાઓ, પાદરીનાં પુરોહિત મંડળો, મજુર મંડળ, અને કાયદેસરની ઝુમ્બેશના નેતાઓ સુદ્ધાં એકી અવાજે હાહાકાર કરી ઉઠયા. મજુરપક્ષે તા-૨૩મીએ ચોવીસ કલાકની હડતાલ પાડી. સહુ દિંગ થઇને જોઇ રહ્યાં કે આવા અમાનુષી કાયદાને ટેકો

આપનારા, અગર આંખ મીંચામણાં કરી મંજુર થવા દેનારા પોતાનાજ સગા બંધુઓ હતા, પોતાનાંજ લોહી માંસના બનેલા માડીજાયા હતા, એક વખત પ્રજાનાં કિસ્મત હાથમાં લઈને ફરનારા વિશ્વાસુ એ આપ્તજન હતા—એ માડી-જાયા કોણ!

રેડમંડના સાગરીતો—ડીલન અને એની મંડળી. (રેડમંડ તો કબરમાં પોઢી ગયો હતો)

## પાર્લામેન્ટ પક્ષનો છેલ્લો ઘા

આ મંડળી લોઈડ જ્યોર્જનાં હાથમાં કેવી સ્હેલાઇથી રમી એ જાણવા જેવું છે. પાર્લામેન્ટની અંદર એપ્રીલની ૯મી તારીખે લોઈડ જ્યોર્જે આયરલાંડને ફરજીઆત ભરતીનો કાયદો લાગુ પાડવાનો ઠરાવ મૂકયો. અને એ શું બોલી રહ્યો છે?

" આપણે યુધ્ધે ચડયા છીએ તે તો આયરલાંડ અને ઇંગ્લાંડ બન્નેના સરખા હિતને માટે. સામ્રાજ્યને લડાઈમાં ઉતારવામાં એકેએક આયરીશ પ્રતિનિધિએ અનુમતી આપી છે. એટલે કે, એ અનુમતિ આપનાર આયરલાંડ પોતેજ છે."

એવા મીઠા મીઠા શબ્દો સાંભળનારી મી. ડીલનની મંડળી કાં ન મલકાય? એ આયરલાંડના સાચા પ્રતિનિધિઓ! લોઈડ જ્યોર્જની એ પાંચ દસ શબ્દોની ઠગબાજી સફળ થઈ. આયરલાંડના પ્રતિનિધિઓને રસ્તો સૂઝયો- ગુમાવેલી લોકપ્રીતિનું વેર વાળવા એ લોકોએ લાગણી ફેલાવી કે પ્રજાને પાયમાલીમાં ઉતારનાર ડી વલેરાજ છે. લોકોને ડી વેલેરાની સામે ઉશ્કેરવાના ઉઘાડા યત્નો થયા. પણ પ્રજા તો આખરની ઘોર તૈયારી કરીનેજ બેઠી હતી. એક પણ આદમી ડગ્યો નહિ. પોતાના આવા ઉઘાડા શત્રુઓને માટે એ

ઉમદા દિલના ડી વેલેરાએ એક પણ વિરોધનું અગર નિન્દાનું વેણ ન કાઢ્યું. એણે પ્રજાને સુણાવ્યું કે, " આપણા વિરોધીઓ હાંસી કરે એવું કાંઇ યે આચરણ ન કરતા. આપણે તો આપણા બાંધવોના મતભેદને પણ સહી લેવાને છે. "

## સરદારો કેદ

સરકાર દાંત કચકચાવતી જોતી હતી કે સીનફીનના સરદારો ન ખસે ત્યાં સુધી એ પચાસ લાખની પ્રજામાંથી પચાસ લડવૈયાઓ પણ નહિ મળે. પરંતુ વિના દોષે તો એ સરદારોને હાથ પણ શી રીતે અડકાવી શકાય? સામેજ ઉભું ઉભું અમેરીકા જોતું હતું. પછી તો વાઇસરાયે જગતને એક પ્રભાતે જાણ કરી કે, " ભયંકર જર્મન કાવતરૂં "!

વિગતવાર તર્કટ ખડું થયું. બે હેતુ સાધવાના હતા. (૧) સીનફીન સરદારોને ખસેડી ભરતી સફળ કરવી. (૨) મિત્રરાજ્યોનાં હૃદયમાં આયરલાંડ માટે દારૂણ ધિઃક્કાર ખડો કરવો. ગ્રીફીથ અને ડી વેલેરાને ઉપાડી જવામાં આવ્યા. અનેક સીનફીનરો કેદમાં પુરાયા. તત્કાળ વાઇસરાયે "મરજીઆત ભરતી" નું જાહેરનામું કાઢ્યું. દાખલ થનારાને મોટી મોટી લાલચો આપી. જાગીરો આપવાનાં વચન દેવાયાં. પચાસ હજાર સૈનિકેની માગણી થઇ. ઓક્ટોબર માહનો આવી પહોંચ્યો. કશું પરિણામ નહિ! પછી તો ' ફરજીઆત ભરતી ' ના પડઘા બોલવા લાગ્યા.

બલાત્કારે ભરતી કરવાના કાગળીઆ ઉપર જે રાત્રીયે સહી થવાની હતી તે રાત્રીયે આખું ડબ્લીન-નગર જાગતું બેઠું, પહેલો ગોળીબાર સાંભળવા ટાંપીને બેઠું, થરથરતે હાથે લોકો છાપાંઓ તોડતા બેઠા, ઘડીઆળની કલાકો, મીનીટો, ઘડીઓ ગણાવા લાગી, કશીયે વાર નહોતી.

પણ પ્રભુનો દયાળુ હાથ લંબાયો હશે. ૧૨ મી અક્ટોબરે અમેરીકાના હાકેમની ચૌદ કલમો જર્મનીએ મંજુર રાખી, ૯ મા નવેમ્બરે કૈસરે ગાદી છોડી, અને ૧૦ મી નવેમ્બરના સવારના ૧૧ વાગે તો યુદ્ધનો છેલ્લો ગોળીબાર ખતમ થયો. યુદ્ધ થંભ્યું.

"જો ફરજીઆત ભરતીનો કાગળીયો જગત પર જાહેર થયો હોત તો જોઈ લેવાત કે એજ રાત્રીએ આયરલાંડ કેવું સળગી ઉઠે છે! એક દયાહીન સીમાહીન શોણિત-તરસ્યો પ્રલયકારી બળવો ભડભડી નીકળત. કેવળ કૌવતદાર મરદોજ નહિ, પણ ઓરતોએ અને બચ્ચાંઓએ, જેને જેને પિસ્તોલનો ઘોડો ચાંપવા જેટલી અગર પત્થર ફેંકવા જેટલી પણ તાકાત હતી તે બધાંએ બળવામાં ભાગ લીધો હોત. પ્રજા જાણતી હતી કે આખરે તો આપણો વિનાશ જ નક્કી છે, પરંતુ જાલીમો જાણશે કે એ વિનાશનાં કેટલાં મૂલ્ય અને કેટલાં માણસોને ભરખામાં ઘસડી શકાય! આયરલાંડના તો ચુરેચુરા થઇ જાત, પણ એ ચુરા કરવા માટે સરકારને એટલી બધી સેના રોકવી પડત, કે યુરોપના મેદાનમાં બ્રીટીશ સરકારનું તો નિકંદન જ નીકળી જાત."

જુગે જુગની અંદર જે જે વીતકો વીતતાં આવ્યાં તેમાંથી આ વખતે તો આયરલાંડ બચી ગયું. દરેકે દરેક શતકમાં, દુશ્મનોની સામે ઝપ્પાઝપ્પી કરવામાં આખરે તો એને માથે આફતો, અને પાયમાલીઓ તૂટી પડતી, એક એક યુદ્ધની પછવાડે પછવાડે આયરલાંડની ભૂમિ પર તો કતલ અને ભુખમરા જ ચાલ્યા આવ્યા છે. જાગૃતિને સમયે સમયે, એની માટી તો એનાં બાળકોનાં લોહીથી જ ભીંજાણી છે. આજે પહેલી વાર જ

પરદેશીઓની એ જાળ એળે ગઇ. ખુદ મૃત્યુના જડબામાંથી આયરલાંડ આબાદ ઉગરી ગયું. સહુને લાગ્યું કે કાંઇક ચમત્કાર બન્યો: કટાકટીની બાજી જીતાઇ. હવે તો આખી પ્રજા એક જ તાલમાં શ્વાસ લેતી હતી, સીનફીનોનો વિજય સંપૂર્ણ બન્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

## પ્રજાસત્તાકની સ્થાપના

—:o:—

નવી ચુંટણીના દિવસો ચાલ્યા આવતા હતા. સરકારનુ કાળજું ફફડતું હતું, કે પાર્લામેન્ટની તમામ ખુરશીઓ સીનફીનશેને હાથ પડશે. નવા ગવર્નર ફીલ્ડ માર્શલ લોર્ડ ફ્રેંચનું શાસન માત્ર બે જ પાયા ઉપર મંડાયેલું-ફુંજારો અને અત્યાચાર. સીનફીનના સરદારો એની આંખમાં ખટકતા હતા.

એણે શું કર્યું? સીનફીનના બન્ને સ્થંભો, પ્રતાપી ગ્રીફીથ, અને વીર્યશાળી ડી. વેલેરા—એ બન્ને તો ઈંગ્લાંડના બંદીખાનામાં પહોંચી ગયા હતા. સીનફીન, ગેલીક લીગ, અને બીજાં એની સાથે જોડાયેલાં મંડળો ઉપર "ભયંકર મંડળો" નામનો ડામ ચંપાયો. નાચ, મેલાવડા, ઉત્સવો, બીનકાયદેસર જાહેર થયા, અને ચુંટણીમાં ઉભા રહેનારા અરધી સંખ્યાના ઉમેદવારોને તો કારાગૃહમાં ખોસી દેવામાં આવ્યા. ગવર્નર બેઠો બેઠો મલકાતો હશે કે, હવે કોણ બંડખોર ચુંટાવાનો હતો?

ગવર્નરનું હાસ્ય અર્ધેથી ભાંગી ગયું. મ્હોંમાં આંગળી ઘાલીને એ નિહાળી રહ્યો કે કુલ ૧૦૫ આસનોમાંથી ૭૩ આસનો તો બળવાખોરો ઉઠાવી ગયા! રેડમંડ તો કબરમાં પોઢેલો હતો, પોતાનો પૂરો પરાજય જોવાનું દુર્ભાગ્ય એનું નહોતું. માર્ગભૂલેલા પણ સાચા હૃદયના એ પ્રજાસેવકના મુડદા ઉપર સદૈવ પ્રજાનાં આંસુ ઝરજો, ફુલોની વૃષ્ટિ પડજો. એના યે દિવસો હતા.

ક્યાં હતા આ ૭૩ ચુંટાયેલા સભાસદો? ૪૩ તો આ જગતની બહાર, બંદીખાનાના અંધકારમાં બેઠેલા હતા. ગ્રીફીથ અને ડી. વેલેરા જેવા એ મંડળના પ્રાણ પણ પૂરાયેલા હતા. શું કરે આ ત્રીસ જણા?

એ ત્રીસની નાડીમાં તો બહાદુર કેલ્ટ વંશનાં શોણિત દોડતાં હતાં, એ વાતોડીયા નહોતા! ત્રીશે જણાએ વેસ્ટમીન્સ્ટરની અંગ્રેજી પાર્લામેન્ટને લાત મારી વેગળી મૂકી, પહેલેથી ઘડી રાખેલી યોજના મુજબ આયરલાંડની પ્રજાસત્તાક મંડળી (Irish Constitutional Assembly) સ્થાપી, જેનું Dail Eireann-( ડેઇલ ઇરીન ) એ નામ જગતને ખુણે ખુણે સુવિખ્યાત છે.

૧૯૧૯ ની જાન્યુઆરીની ૨૧ મીએ તારીખ હતી, ડબ્લીન નગરના મેન્શન ગૃહની અંદરનો એ વિશાળ ખંડ ચિકાર હતો. દાખલ ન થયેલા નિરાશ પ્રજાજનોથી બહારની શેરીઓ ભરપુર હતી. ડેઇલની એ પહેલી બેઠક હતી. માલેકના પવિત્ર નામની બંદગી શરૂ થઇ. પ્રમુખના સિંહાસનની બન્ને બાજુ અર્ધચંદ્રાકારમાં પ્રજાના એકસો ત્રણ પ્રતિનિધિઓનાં આસન પડેલાં.

હાજરી પત્રકમાં એક પછી એક પ્રતિનિધિનાં નામ પોકારવામાં આવ્યાં. ૧૦૩ ? હા ! હા ! ૧૦૪. આખા આયરલાંડના પ્રતિનિધિઓને એ મંડળીમાં નિમંત્રણ હતું. રે ! પેલો કટ્ટો શત્રુ સર એડવર્ડ કારસન પણ નહોતો ભૂલાયો. એક પછી એક નામ બોલાતાં જાય છે, અને જવાબ મળે છે કે, "પરદેશમાં કેદ," "પરદેશમાં કેદ."

ત્યાર પછી સ્વાધીનતાનું જાહેરનામું વંચાયું. કાર્યક્રમ આયરીશ ઝબાનમાં ચલાવવાનું ઠરેલું. પરંતુ જાહેરનામું અંગ્રેજી અને ફ્રેંચ ભાષામાં પણ વંચાયું.

## સ્વાધીનતાનું જાહેરનામું

"આયરીશ પ્રજા પ્રથમ તો માનવ–અધિકારને આધારે એક સ્વતંત્ર પ્રજા છે;

બીજું, આજ સાતસો વર્ષ સુધી એ પરદેશી પચાવગીરોની સામે, આયરીશ પ્રજા શસ્ત્રો ઉગામીને પોતાનો પોકાર જાહેર કરતી આવી છે, અને તેમની સત્તાનો સાફ સાફ ઈન્કાર પોકારતી રહી છે;

ત્રીજું, આયરીશ પ્રજાને નામે આયરલાંડના પ્રજાસત્તાક લશ્કરે ૧૯૧૬ માં એપ્રીલના પ્રથમ સોમવારેજ આયરીશ પ્રજાસત્તાક તો સ્થાપી દીધું છે;

દેશમાં સુખસમૃદ્ધિ વધારવા, ન્યાયનાં પુનર્સંસ્થાપન કરવા, આયરલાંડના ભવિષ્યને સુરક્ષિત રાખવા, પોતાને આંગણે શાન્તિ પ્રસારવા, પારકી પ્રજાઓની સાથે મહોબ્બત બાંધવા, આયરલાંડના હરેક નિવાસીને સમાન અધિકાર અને લાભ મળે તેવી આયરીશ પ્રજાને મનપસંદ રાજનીતિ ઘડવા–એ બધાં ખાતર સંપૂર્ણ આઝાદી ઘેર કરવાનો, અને

પછી જાળવી રાખવાનો આયરીશ પ્રજાનો મક્કમ નિરધાર છે; તેમજ આયરલાંડની તવારીખમાં નવયુગનાં આ વ્હાણાં વાય છે તે સમયે, ૧૯૧૮ ની લોકસામાન્ય વરણીને વખતે, આયરીશ મતદારોએ પહેલો પ્રસંગ મળતાં વારજ પ્રચંડ બહુમતિથી આયરીશ પ્રજાસત્તાકને પૂરેપૂરા વફાદાર રહેવા–તેનો જીવસટોસટનો સાથ કરવા જાહેર કર્યું છે;

તેથી, આજે આયરલાંડની લોકસભામાં બેસીને અમે–એ જુગજુગની પુરાતન પ્રજાના પ્રતિનિધિઓ, આયરીશ પ્રજાસત્તાકને, આયરીશ પ્રજાને નામે મંજુર રાખીએ છીએ; અને આ મંજુરીને–મંજુરીના આ જાહેરનામાને સાચું કરવા અમે અને અમારી પ્રજા અમારાથી બની શકે તે બધું કરી વળવાના કસમ લઇએ છીએ. આ જાહેરનામું કાગળનો એક ટુકડો માત્ર ન રહી જાય એ બતાવી દેવા અમે અમારા જાનની, અમારા સર્વસ્વની કુરબાની કરવા પ્રતિજ્ઞા કરીએ છીએ.

આજથી આયરીશ પ્રજાના પ્રતિનિધિઓને એકલાનેજ આયરીશ પ્રજાને માટે કાયદા ઘડવાની સત્તા રહે છે; આયરીશ પ્રજા તે સિવાય કોઇનો કાયદો માનશે નહીં. આયરીશ પ્રજાની શિરતાજ એવી આયરલાંડની લોકસભા–પ્રજાનિયુક્ત પ્રતિનિ-નિધિઓવાળી આયરલાંડની લોકસભા–એ એકજ લોકસભા છે. જેનાં પ્રત્યે એકનિષ્ઠ અને અડગ ભક્તિ બતાવવા આયરીશ પ્રજા બંધાય છે; એ સિવાય કોઇપણ સંસ્થા, સત્તા કે સરકારને આયરીશ પ્રજા ઓળખતી નથી.

અમે ધીરગંભીરપણે જાહેર કરીએ છીએ કે, પરદેશી હકુમત આયરલાંડના પ્રજાકીય અધિકાર ઉપર એક ભયાનક હુમલો છે; અમે તેને પળવાર પણ કદી સાંખવાના નથી. અમારા

દેશમાં પડીપાથરી રહેલી અંગ્રેજી ફોજ ખાલી કરીને ચાલી જાય અમારા દેશમાંથી, એજ અમારી માગણી છે.

જગતની દરેકે દરેક આઝાદ પ્રજા અમારી સ્વતંત્રતા-સ્વાધીનતાનો સ્વીકાર કરે, અમારી આ ઝુંબેશમાં સહાય આપે, સહાનુભૂતિ નોંધાવે, એવી અમારી આશા છે-એ અમારો દાવો છે; અને અમે સાથોસાથ જાહેર કરીએ છીએ કે આજથી આંતરરાષ્ટ્રીય શાન્તિની ખાતર, અમારી સ્વાધીનતા એ એક પ્રથમ શરત રહેશે.

આયરીશ પ્રજાને નામે, અમે દીનભાવે અમારૂં ભાવિ તે સર્વશક્તિમાન પ્રભુને સોંપીએ છીએ; નિર્દય જુલમાટના સૈકાઓ દરમિયાન અમારા પિતાપિતામહોને તાકાત અને હિમ્મત બક્ષનાર, સૈકાઓ થયાં આદરેલી એ આઝાદીની લડતમાં અડગ રહેવાનું શૂર અર્પનાર પરમાત્માના અમે આશિર્વાદ વાંચ્છીએ છીએ; અમારા પૂર્વજોએ અમોને વારસામાં આપેલી તે પવિત્ર ઝુંબેશના-અમે જેને પાર ઉતારવા અમારાં જીવન ધર્યાં છે તે સ્વાતંત્ર્ય-ઝુંબેશના આજના આખરી મામલાને ટાણે, તે રહમ દિલ ખુદાની અમે મહેર માગીએ છીએ."

આયરલાંડ, ઇંગ્લાંડ, અમેરીકા અને બેલ્જીઅમના મળી આશરે એકસો વર્તમાનપત્રીઓ હાજર હતા. બધાને આસનો અપાયેલાં. બધા પરદેશીઓ એ ટુંકુ જાહેરનામું સાંભળીને તાજ્જુબ બન્યા.

ત્યાર પછી વંચાયો:

**'જગતની તમામ સ્વતંત્ર પ્રજાઓને પેગામ'**

"જગતની તમામ પ્રજાઓ, અમારા સલામ છે તમને:—

આયર્લાંડની પ્રજાએ આજે પોતાની રાષ્ટ્રીય સ્વાધીનતા જાહેર કરી છે.

આજે, ૧૯૧૯ના જાનેવારીની ૨૧મી તારીખે, આયરલાંડની આ રાજધાનીમાં, પોતાના ચુંટેલા પ્રતિનિધિઓની લોકસભાની મારફત અમારી પ્રજા તમને, જગતની તમામ સ્વાધીન પ્રજાઓને સાદ કરે છે કે સુલેહ સભાની અંદર બેસીને તમે આયરલાંડનું રાષ્ટ્ર-પદ સ્વીકારો, આયરીશ પ્રજાસત્તાકને મંજૂર રાખો.

સાંભળો ! અંગ્રેજ પ્રજાથી અમે તદન ભિન્ન છીએ. અમારી ઓલાદ, અમારી ઝબાન, અમારા રીત રીવાજો, અમારી પુરાતન પ્રથાઓ—એ તમામ આ પરદેશીઓથી જુદાં જ છે.

યુરોપની સમગ્ર પ્રજાઓની અંદર આયરલાંડ તો પ્રાચીનમાં પ્રાચીન પ્રજાઓમાંની એક છે. અને એ રાષ્ટ્રીય ભિન્નતાને, એ વિશુદ્ધિને, આયરલાંડે આજ સાતસાત સૈકાઓથી મંડાયેલા પરદેશી જૂલ્માટની અંદર પણ સાબૂત, સબળ અને સુનિર્મળ રાખી છે. એણે પોતાના જાત હક્કને કદીયે જતા કર્યા નથી. અને અંગ્રેજોની પચાવગીરીના એ લાંબા કાળની અંદર પણ દરેકે દરેક જમાનામાં છેક ૧૯૧૬ના યશસ્વી એ છેલ્લા શસ્ત્રપ્રયોગ સુધી તે પોતાનો જન્મસિદ્ધ પ્રજાહક્ક પડકારતી જ આવી છે.

હવે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિથી તપાસો. તમને માલુમ પડશે, કે આયરલાંડ તો આટલાંટીક મહાસાગરનો એક દરવાજો છે. પૂર્વ અને પશ્ચિમ મુલકોના વ્યાપારના જળમાર્ગોનું એ એક કેન્દ્ર છે. એટલે જો દરીયાને સ્વતંત્ર રાખવો હોય તો આયરલાંડને સ્વતંત્ર કરવાની જરૂર છે, એનાં જબરદસ્ત બંદરોને અંગ્રેજોના એકલાના હાથમાં ન સોંપી દેતાં તમામ પ્રજાઓના ખપને માટે ખુલ્લાં રાખવાની જરૂર છે. આજ તો એ બધાં બંદરો સાવ સૂનકાર પડેલાં છે, ઉદ્યમહીન સૂતેલાં છે. કારણકે અંગ્રેજો તો પોતાની સત્તાવૃદ્ધિને ખાતર આયરલાંડને એક ઉજ્જડ બુરજ બનાવીને ધરી રાખવાની રાજનીતિ

મક્કી કરીને બેઠા છે. જગતની રચનામાં આવી અતિ ખુબીદાર સ્થિતિમાં ઉભેલો અમારો ન્હાનો ટાપુ આજ તો યુરોપ કે અમેરીકાની સુખસગવડ કે સલામતીનું સાધન બનવાને બદલે જગત આખાનો કબ્જો રાખવાની ઇંગ્લાંડની કુટિલ રાજનીતિનો ભોગ થઇ પડયો છે.

આજ તો મહાયુદ્ધના જળપ્રલયમાંથી બહાર નીકળતી દુનિયાની સમક્ષ, આયરલાંડ પોતાનો જુગ જુગનો જૂનો રાષ્ટ્રત્વનો દાવો ફરીવાર વધુ જોશથી, વધુ વિશ્વાસથી જાહેર કરે છે. કારણ કે આઝાદી અને ઈન્સાફ એ બન્ને તો આંતરરાષ્ટ્રીય કાયદાના મુખ્ય સિદ્ધાંતો છે; આયરલાંડ તો સમજી બેઠું છે કે હરેક હરેક પ્રજાએ પોતાની છાતી પર ચડી બેઠેલી પુરાણી જુલમી સત્તાઓને તોડવા માટે પરસ્પર ખુલ્લે દિલે સહકાર કરવો પડશે; એને તો પ્રતીતિ થઇ ચુકી છે કે જ્યાં સુધી કોઇ એક સામ્રાજ્ય પોતાના સ્વાર્થને ખાતર બીજી કોઇ પ્રજા ઉપર પોતાની સેના ચાંપતી રહેશે ત્યાં સુધી યુરોપમાં ચિરંજીવ શાંતિ નથી સ્થપાવાની. ચિરંજીવ શાંતિની આશા તો ત્યારે જ રાખવી કે જ્યારે હરેક હરેક દેશમાં પ્રજાની પોતાની પસંદગીનાં રાજ્ય મંડાઇ જાય. અમારો આયરલાંડ અને ઇંગ્લાંડ વચ્ચેનો વિગ્રહ પણ નથી અટકવાનો—જ્યાં સુધી ઇંગ્લાંડની સેના આયરલાંડમાંથી ચુકતે હિસાબે નીકળી ન જાય ત્યાં સુધી.

આત્મનિર્ણય અને આઝાદીના યુગની આ પ્રભાતે આયરલાંડે તો નિશ્ચય બાંધી લીધો છે કે બીજાં ઘણાં કારણો ઉપરાંત આ આંતર્-રાષ્ટ્રીય સુખ શાંતિને કારણે પણ હવે તો આયરલાંડ પરદેશની ધુંસરીને લગારે નહિ સહી શકે. માટે એ જગતની સ્વતંત્ર પ્રજાઓને સાદ કરે છે કે, આવો ! આયરીશ

પ્રજાસત્તાક તરીકેનો સંપુર્ણ આઝાદીનો અમારો દાવો મંજુર રાખો ! છળ કપટ ઉપર મંડાયેલા અને પ્રચંડ શસ્ત્રબંધ ફોજ ઉપર નભી રહેલા અંગ્રેજ સરકારના ગર્વાન્વિત દાવાનો વિરોધ કરો. આજ જગત–પ્રજાઓના મહાન સંઘની વચ્ચે આયરલાંડ છાતી કાઢીને ઇંગ્લાંડની સામે ખડું થવા માગે છે, અને હાકલ કરે છે કે, સુધરેલી દુનિયા આયરલાંડના અધિકાર તપાસે, ઇંગ્લાંડના અત્યાચાર અવલોકે, તુલના કરે, અને ખોળાધરી આપે કે આયરલાંડની સ્વાધીનતાને સુરક્ષિત રાખવા એની પડખે એ સદા ખડી રહેવાની.”

આચાર્ય મેકનેઇલે એ ઠરાવને અનુમોદન દેતાં ઉચ્ચાર્યું કે, “જગતની મુક્ત પ્રજાઓ ! એવું ગુમાન ન ધારશો કે અમે તમારી કને અમારૂં પ્રજાસત્તાક શાસન મંજુર કરાવવા વીનવીએ છીએ. ના, ના, લગારે નહિ. એ અધિકાર તમારો કોઇનો નથી, એ તો ક્યારનુંયે સ્થપાઈ ચુક્યું છે. અમે તમારી મહેરબાની, તમારૂં મુરબ્બીપણું, તમારો અહેશાન પણ નથી માગતા. અહેશાન તો માનો અમારો કે અમે તમને આ પેગામ દઇએ છીએ. અમારા સ્વતંત્ર શાસનને સ્વીકારો, યા ન સ્વીકારો–જેવી તમારી મુન્સફી. નહિ સ્વીકારો તો, જેવી અમારી હાલત, તેવીજ તમારી સમજજો. અમારા કાર્યની કુમકે આવવા અમે તમને સાદ કરીએ છીએ, તે તો તમારા પોતાનાજ મંગળને માટે ”

## ત્રીજો રજુ થયો પ્રજાસત્તાકનો કાર્યક્રમ.

“આયરીશ પ્રજાસત્તાકના ઢંઢેરા મુજબ અમે જાહેર કરીએ છીએ, કે આયરલાંડની માલીકી અને આયરલાંડનાં નિર્માણનો અધિકાર આયરલાંડના લોકોનો છે, અને તેમાં કોઇની દખલ

ચાલશે નહીં. અમારા પહેલા પ્રમુખ પાદ્રીક પીઅર્સના શબ્દોમાં અમે જાહેર કરીએ છીએ કે પ્રજાનો શાસનઅધિકાર પ્રજાના સ્ત્રીપુરૂષો ઉપર છે, એટલુંજ નહીં, પણ તે પ્રજાની જમીન ઉપર, તેનાં બધાં સાહિત્યો, તેની દોલત, અને એ દોલતનાં ઉત્પાદક અંગો ઉપર પણ છે. અને અમે તેની સાથે એકમત છીએ કે ખાનગી મીલ્કતના બધા અધિકાર, જાહેર હિત અને જાહેર અધિકાર આગળ હંમેશાં ઉતરતા રહેશે.

દેશમાં સર્વને સ્વાધીનતા, સમાનતા, અને ન્યાય મળી શકે એવા સિદ્ધાન્તો મુજબ અમલ કરવાની અમારી ખાસ ઇચ્છા છે. અને તેવું શાસન-તંત્રજ લોકઇચ્છાને અનુરૂપ થઇ શાશ્વત બની શકે એવી અમારી માન્યતા છે.

પ્રજાસત્તાકને પોષવાની અને તેને પૂરેપૂરા વફાદાર રહેવાની આયરલાંડનાં દરેક સ્ત્રીપુરૂષની ફરજ છે; અમે પ્રજાને તેની ફરજની યાદ આપીએ છીએ કે દરેક પ્રજાજનને લોકસેવામાં તેનાં શક્તિ અને સાધનો ખર્ચવાની લ્હાણ મળે એવી પ્રજાએ સૌને ખાત્રી આપવી ઘટે. અમે પ્રજાસત્તાકને નામે જણાવીએ છીએ કે એ સેવાના બદલામાં પ્રજાના ઉત્પન્નમાંથી સૌને પૂરેપૂરો હિસ્સો મળશે.

આયરલાંડના નિવાસીઓને શારીરિક, માનસિક, અને આત્મિક આરોગ્યની પૂરેપૂરી સગવડો આપવી; અન્ન, વસ્ત્ર કે આશ્રયને અભાવે પ્રજાનું એક પણ બાળક ભૂખે મરે નહીં, ટાઢે ઠરે નહીં, તડકે બળે નહીં, એવી વ્યવસ્થા સ્થાપવી, પ્રજાસત્તાક આયરલાંડના શહેરીઓ તરીકે સહુને ઉચ્ચ અને યોગ્ય શિક્ષણની જરૂરીયાતો અને સગવડો પૂરી પાડવી, એ પ્રજાસત્તાક સરકારની પ્રથમ અને મુખ્ય ફરજો રહેશે.

આયરીશ પ્રજાસત્તાક બરાબર સમજે છે કે ગરીબોને રઝળતા કરનારો પેલો અધમ અમાનુષી અને વિદેશી કાયદો—ગરીબીનો કાયદો—આયરલાંડને કલંકરૂપ છે; તે કાઢીને તેની જગ્યાએ કોઇ દયાવંતી દેશી યોજના દાખલ કરીશું. પ્રજાના અશક્તો અને અપંગ આદમીઓને ભારરૂપ નહીં ગણવામાં આવે; તેમને પ્રજાની હમદર્દી અને આશરો મળશે. એજ પ્રમાણે લોકોની તંદુરસ્તીને રક્ષવાને—પ્રજાના, શારીરિક અને નૈતિક વિકાસને સદા વહેતો રાખવાને ઘટતા ઉપાયો યોજવા એ પણ પ્રજાસત્તાકની ફરજ રહેશે.

પ્રજાની સુખસમૃદ્ધિનાં સાધનોની ખીલાવટ કરવી, જમીનની ફળદ્રુપતા વધારવી, દેશનાં ખાણુખનીજોનું ખોદકામ કરાવવું, બંદરો અને જળમાર્ગને સુવ્યવસ્થિત કરવા, એ બધું આયરીશ પ્રજાના લાભમાં અને હિતાર્થે હાથ લેવાની અમે અમારી ફરજ સમજીએ છીએ.

દેશના હુન્નર ઉદ્યોગને ખીલવવા, સમૃદ્ધ બનાવવા; અને એ બધું પ્રજાહિતને અનુલક્ષીને, પ્રજાસહકારનાં તત્વો ધ્યાનમાં રાખીને કરવું; દેશદેશમાં, પ્રજાસત્તાકના પ્રતિનિધિઓ મોકલી અરસપરસ લાભ થાય તેવી રીતે વ્યાપારની જમાવટ કરવી; આયરલાંડના આયાત નિકાસના વ્યાપારની વ્યવસ્થા કરવી; આયરીશ પ્રજાની જરૂરીઆતની વસ્તુઓ અને ખોરાક જ્યાં સુધી આયરલાંડમાં જોઇતાં હોય અને ભાવિ આફતને માટે બરાબર સંગ્રહ ન થયો હોય ત્યાંસુધી કોઇપણ ચીજની દેશાવર નિકાસ ન થઇ શકે તેનો પાકો બન્દોબસ્ત કરવો. આ પણ પ્રજાસત્તાકનું આવશ્યક કામ રહેશે.

દેશના શ્રમજીવીઓની સ્થિતિમાં સુધારો કરવા, તેમને માનવજીવનની મહત્તા, ઉચ્ચતા સમજતા કરવા, અને એ

મુજબ જીવન ગાળતા જોવા જે જે સામાજીક અને ઔદ્યોગિક કાનુનો ઘડવા પડશે તેમને માટે અમુક પ્રમાણ નક્કી કરવા દેશદેશની સરકારોનો સહકાર શોધવો પડશે; તેમની સાથે સંબંધ બાંધવા પડશે. એ કામ પણ અમારે, આયરીશ પ્રજાસત્તાકને શિર રહેશે."

અને ત્યાર પછી વર્તમાનપત્રીઓને, એ લોકોએ આયરલાંડની જે ભીષણ છબીઓ ચિતરી કાઢી હતી તેને માટે સાફ સાફ શબ્દોમાં સંભળાવી દેવામાં આવ્યું કે,

" પ્રતિનિધિ બંધુઓ, અમે જાણીએ છીએ કે તમે તો નિષ્પક્ષપાતથી જ, સભ્યતાપૂર્વક જ લખવા ચાહો, પણ તમારા માલીકો જ તમારી પાસે જુઠાણાં લખાવે છે. જગત બધાનાં વર્તમાનપત્રો જ્યારે રૂશ્વત લઇ લઇને અમને કાળામાં કાળા ચીતરતા હતા, ત્યારે અમારે સ્વતંત્રતાની લડત ચલાવવાની હતી. અમારી સામે કેવી કેવી ભયાનક શક્તિઓ ખડી થઇ હતી! "

આ રીતે અંગ્રેજ પાર્લામેન્ટનું વિષ આજ એક સૈકાના દારૂણ કુચ્ચરઘાણને અંતે પ્રજાની નાડી ચે નાડીમાંથી નીકળી ગયું. એ વિજય ટંકાર વિશ્વને કિનારે કિનારે સંભળાયો, ન સાંભળ્યો ફક્ત એક ઇંગ્લાંડે.

## મહા યુદ્ધમાં આયરલાંડની મદદ.

મહાયુદ્ધમાં પાંચ લાખ આયરીશ બચ્ચાઓએ સામ્રાજ્યને ખાતર લોહી રેડયાં, એ આહુતિ બદલ ઇંગ્લાંડની પાસે આભારનો કે તારીફનો એક શબ્દ પણ નહોતો, અંગ્રેજ છાપાંઓની અંદર એ સેવાને માટે એક લીટી જેટલી પણ

જગ્યા નહોતી, જ્યારે બીજી બાજુ છસો બળવાખોરોનાં રમખાણો જ ઇંગ્લાંડના અંતરમાં તો ખટકી રહ્યાં હતાં. એ આફતને ટાણે આયરલાંડની ભૂમિએ ઇંગ્લાંડને જીવતું રાખવા અનાજના કોળીઆ પોતાનાં સંતાનોનાં મ્હોંમાં-થી ઝુંટવીને મોકલી આપ્યા, તેની કદર કરવા જેટલું ઇંગ્લાંડની છાતી નીચે એક ન્હાનું સરખુંયે હૃદય નહોતું, એણે તો એક માયાવી તર્કટી જર્મન કાવત્રા ઉપર આયરલાંડના નિકંદનની ઇમારત રચી. રે ! આયરલાંડની સામે આખી દુનિયાનો કોપ અને તિરસ્કાર જગાડવા માટે ઇંગ્લાંડે અમેરીકા વગેરે દેશોમાં પૈસા વેરી વેરી કેવા પુરાવાઓ ઉભા કર્યા છે !

કોઇ અમેરીકન સૈનિક આયરલાંડને કિનારે ઉતરી, નશો કરી, દારૂડીયાના લત્તામાં જઈ ચડે, કજીઓ જમાવે, તો તત્કાળ અમેરીકાને તાર કરવામાં આવે કે "આયરીશ બળવા-ખોરોએ તમારા વાવટા ઉપર વિના કારણે હુમલો કર્યો છે, તમારા સૈનિકની ઇજ્જત લીધી છે ! આસ્ટ્રેલીઆની અંદર તો યુદ્ધ દરમ્યાન, આયરીશોને કેદ કરાવેલા. શા માટે ? સામ્રા-જ્યની સલામતી માટે ! યુદ્ધમાં ઉતરેલા પ્રત્યેક મિત્રરાજ્યોની, તેમજ બ્રીટીશ સામ્રાજ્યના ન્હાનામાં ન્હાના સંસ્થાનની, ન્હાનામાં ન્હાની, નામની સેવાની ઉજ્જ્વલ અક્ષરોમાં નોંધો લેવાઇ છે. દક્ષિણ આફ્રીકામાં પણ તે ટાણે આયરલાંડની માફક જ એક બળવો બની ગયેલો, એટલું જ નહિ, પણ ત્યાંની અરધો અરધ પ્રજાએ યુદ્ધની તરફ ખુલ્લે ખુલ્લી બેદિલી બતાવેલી, છતાં તેની સેવાની તારીફ માટે " સ્વામીભક્ત દક્ષિણ આફ્રિકા " જેવા ઉદ્‌ગારો નીકળ્યા છે. એ સહાય આપનારા તમામ રાજ્યોએ ચોખેચોખા શબ્દોમાં એમ કહીને સહાય આપી છે કે " અમને તમે આપેલી સ્વતંત્રતા બદલ

અમે આ તમારી સેવા કરીએ છીએ, ઠાલી, મફતની, શોખની નહિ. ” છતાં એનાં ગુણગાન ! આયરલાંડને જોડા ! આયરલાંડનું કળકળતું હૈયું, એનાં હજારો સંતાનોની કબરો ગેલીપોલી, ફ્લાંડર્સ અને ઇરાકની અંદર પથરાયેલી જોઇને રડે છે. એ કબરોની અંદરથી આક્રંદ ઉઠે છે કે,

“ સ્વાધીનતા જો શોણિત દીધે મળતી હોય તો, ઓ પરવરદેગાર ! અમે કયાં ઓછાં દીધાં છે ? ”

નવા પ્રજાસત્તાકની ઇંગ્લાંડનાં છાપાંઓએ ખુબ હાંસી કરી. વાહ વાહ પ્રજાસત્તાક ! કાગળીયાનાં રાજબંધારણ ! સત્તાવિહીન અર્થવિહીન જાહેરનામાં ! દમડી વિનાનાં પ્રધાનમંડળ ! પ્રધાનો અને પ્રમુખો તો જેલમાં સડે છે !

૧.૯૨૦ના પહેલા છ મહિનામાંજ નવા પ્રજાસત્તાકે એ હાંસી કરનારાઓને હેબતાવ્યા. પ્રમુખ ડી વેલેરા લીંકનના કારાગૃહમાંથી ન્હાસી છૂટયો. ત્યારબાદ થોડે વખતે તમામ પ્રજાસત્તાકવાદી કેદીઓ છૂટયા. ડેઇલની બીજી બેઠક મળી. લગભગ તમામ સભાસદો હાજર હતા. પ્રધાનમંડળના આસન પર બેઠેલો અબોલ ગ્રીથીફ જોઇ રહ્યો હશે કે વીશ વીશ વરસનું એનું પ્રિય સ્વપ્ન તે દિવસે સાચું પડયું. એકાકી ઝુઝેલા એ મરદના માથા ઉપરથી તિરસ્કાર, મશ્કરી અને ટોણાંનો જાણે એક ડુંગર ઉતરી ગયો. બહુ વર્ષો સુધી અસહકારની એની ચળવળ માટે એ ચક્રમ્ લેખાયેલો. તે દિવસે એ ચક્રમ્‌ને પગલે આખી પ્રજા ચાલી નીકળી. નીચે પ્રમાણેનો કાર્યક્રમ નક્કી થયો.

૧. સુલેહ પરિષદ્‌ની અંદર આયરલાંડનો સવાલ મૂકી પ્રજાસત્તાક મંજુર કરાવવું. સેવર્સની સંધિ રદ્દ કરાવવી.

૨. દસ લાખ પૌંડની લોન મેળવવી.

૩. દેશે દેશ એલચીઓ મૂકી દેવા.

૪. વ્યાપાર માટે વહાણવટું સ્થાપવું.

૫. રાષ્ટ્રીય વીમા કંપનીઓની અને બેન્કોની વ્યવસ્થા કરવી.

૬. દેશની જમીનની જમાબંધી કરાવવી.

૭. દેશના હુન્નરઉદ્યોગોનાં સાધનો તપાસવા એક સમિતિ નીમવી.

૮. લોકોને પરદેશ રળવા જતા અટકાવવા.

૯. લશ્કર અને પોલીસ સ્થાપી દેવી.

૧૦. ન્યાયની અદાલતો ઉઘાડવી.

## લોનની સફળતા

લોન જાહેર થઈ, કારણ કે ઝુમ્બેશ ચલાવવા નાણાં જોઇએ. લોકો પર કર નાખવાનો વખત હજી દૂર હતો. અઢી લાખની લોન અમેરીકામાં જાહેર થઇ. એવી શરત જાહેર કરી કે આયરલાંડની અંદરથી બ્રીટીશ લશ્કર નીકળી જાય ત્યાર પછી છઠ્ઠા મહિનેથી પાંચ ટકાનું વ્યાજ ચડતું થશે. અમેરીકાએ તુરતજ, દસ લાખ પૌંડને બદલે એક કરોડ ડોલર ભરી દીધા. અને આયરલાંડની અંદર તો, લોનને અંગે જાહેર અપીલો, જાહેરનામાં, અરજીઓ, અને શેરની ખરીદી, એ બધાને સરકારે ગુન્હા ઠરાવી દીધા. ગુન્હેગાર જેલમાં જ જાય. વીશ વર્તમાનપત્રોએ એ લોનની માહીતીનાં વૃત્તાંત છાપ્યાં. સરકારે કશા યે મનાઈ ખબર નહોતા આપ્યા. છતાં એ વીશે વર્તમાનપત્રો જપ્ત થયાં. લોન સંબંધેના કાગળીયાઓ જેના ગજ-

વામાં માલુમ પડે એને બંદીખાને ઘસડવામાં આવ્યા. છતાં ! પ્રજાએ અઢી લાખને બદલે ચાર લાખ ભરી દીધા !

વહાણો ખરીદાયાં. એલચીઓ ઉપડયા. સરકારે તો, એને લગતાં કાગળીયાં રાખનારને પણ પકડી પકડીને પૂરવા માંડયું.

## હુન્નર ઉદ્યોગ સમિતિ

હુન્નર ઉદ્યોગની સમિતિએ સુંદર કામ કર્યું. હજુ વધારે સુંદર બની શકત. પણ સરકારે એ પ્રવૃત્તિને રાજ્યદ્રોહ ઠરાવી. એ સમિતિની સભાને સરકારી સિપાહીઓએ સંગીનની અણીથી વિખેરી નાખવું શરૂ કર્યું. એના એક સભાસદને તો એક અંગ્રેજ અમલદાર ફાંસો દઇને મારી નાખવાની અણી પર આવેલો. આવાં આવાં હૃદયભેદક અને હાસ્યજનક વીતકોની વચ્ચે પણ સમિતિ તો દેશની ખાણો, કોલસા, વિજળી, રેલ્વે, અને બંદરો, એ બધી બાબતો પર વિચારો ચલાવ્યે જ ગઇ. એને મૃત્યુનો ભય ન લાગ્યો. ઉદ્યોગો ખોલ્યા, લોકોને રળવાને માટે બહાર જવાનો વ્યાજબી પ્રતિબંધ કાઢયો, દેશમાં જ રોજી દીધી.

## પ્રજાસત્તાક સેના

લશ્કર તો હાજર હતું. ૧૯૧૩ માં ઉભા કરેલા એક લાખ શસ્ત્રધારી સ્વયંસેવકો હજુ મોજુદ હતા. જેમ જેમ સરકારની રીબામણી વધતી ગઈ તેમ તેમ બીજી છૂટી છવાઈ ટુકડીઓ એ સ્વયંસેવકની સેનામાં ભળતી ગઇ. મજુર વર્ગનું સીટીઝન આરમી આવ્યું. આયરીશ રીપબ્લીકન બ્રધરહુડ ભળ્યું, અને એની બનેલી સેનાને, આયરીશ પ્રજાસત્તાક સેના, એ નામ આપવામાં આવ્યું.

આ સેનાની ભરતીમાં કોણ આવતા ? મજુરા આવતા, વિદ્યાર્થીઓ આવતા, ખેડુતો અને કારકુનો પણ આવતા. એ બધા જુવાનો હતા. " એના સરદારો જુવાન શિક્ષકો અને ખેડુતો હતા. દુનિયાદારીમાં એ કાબેલ નહોતા, ઠીક ઠીક ભણેલા હતા, પણ સાચ્ચા હૃદયના, ધર્મિષ્ઠ, બસ એકજ ધૂનવાળા, તરંગી અને દેશભક્તિમાં રંગાયેલા હતા. પોતાની સેનાને સજ્જ કરવા આ સરદારો પ્રાણ રેડતા. દારૂની બદી અને દુરાચારને દૂર કાઢવા એ ખુબ મથતા. "

" સેનાની અંદર એક પણ ધંધાદારી બદમાશ નહોતો. અલબત, સિપાહીઓને મારવાનાં કેટલાંક ઘોર કર્મો એ લોકો-એજ કરેલાં, પરંતુ એ તરૂણોના અંતરમાં અંગત ઝેર જરાયે નહોતાં, એમના જીવનમાં અગાઉ એક પણ ગુન્હો નોંધાયો નહોતો. એ બીચારાએ તો જીવનમાં અગાઉ કોઇવાર લોહીનું એક ટીપું પણ નથી લીધેલું. " એક અંગ્રેજ સેનાપતિના આ શબ્દો છે.

એ સૈનિકોનું સાચું જોર શસ્ત્રોનું કે સંખ્યાનું નહોતું. પણ ઉચ્ચ ચારિત્ર્યનું અને પ્રજાપ્રેમનું હતું. પ્રજાના તે માનીતા, વ્હાલાસોયા છોકરાંઓની પાછળ ફરનારા સરકારી જાસુસોને પ્રજા પોતેજ પકડી પાડતી. સેનાને આ રીતે પ્રજાપ્રેમનું રક્ષણ હતું. પ્રજાસત્તાકની ચોપાસ આ સુભટોની સેના ખડી થઇ ગઇ.

## જીલ્લા સભાઓમાં વિજય

દરમ્યાનમાં મ્યુનીસીપાલીટીઓની નવી ચુંટણી ચાલી. ત્યાર પછી જીલ્લા સભાઓની પણ ચુંટણી ચાલી. એ બન્નેની અંદર સીનફીનરો જ ફાવ્યા. આખા દેશમાં એનું જ રાજ્ય વિસ્તરી ગયું. જીલ્લા સભાઓની ૬૯૯ જગ્યાઓમાંથી ફક્ત

૮૬ જગ્યાઓ જ યુનીઅન પક્ષને હાથ ગઇ. રે ! પેલા અલ્સ્ટરની સભામાં પણ સીનફીનરો ચુંટાઇ ચુકયા; અને લંડનડરીની નગર શેઠાઇ, આજે અઢીસો વરસે પહેલી જ વાર પ્રોટેસ્ટંટોના હાથમાંથી રોમન કેથોલીકના હાથમાં આવી. આ તમામ ચુંટણીઓમાંથી સીનફીનરોને બાતલ રાખવા માટે સરકારે કેટલાં યે નવાં ધારાધોરણ અજમાવ્યાં, પેરવી કરી, પણ બધું વ્યર્થ. પ્રજાનું હૃદય સીનફીનરો છેક જીતી ગયા.

પરગણાંની સભાઓ તો પ્રજાને ફરમાવવાની તૈયારી જ કરતી હતી કે "આવક વેરો સરકારને ન ભરતાં, ડૈઇલને ભરજો." સરકાર કદાચ માલ મિલ્કત જપ્ત કરશે તો ! તો હજારો કુટુંબો એ જપ્ત થવા દેશે. પછી સરકારે જપ્ત કરેલાં એ ઘરબાર, ઢોર ઢાંખર ખરીદશે કોણ ? કોઇ નહિ. કોઈ શરમના માર્યા, ને કોઇ બ્હીકના માર્યા ડરશે. તો સરકાર એ બધું વિલાયત લઇ જશે, શી રીતે ? ગાડીમાં કોણ ચડાવશે ? વ્હાણમાં કોણ ચડાવશે ? કોઇ નહિ ! આ રીતનો સત્યાગ્રહ નક્કી થઇ ચુકયો.

## સુલેહ–પરિષદ્‌ને દ્વારે

આખા જગતની આંખો પારીસ પર ચોંટેલી હતી. અમેરીકાધિપતિ વીલ્સનની ચૌદ કલમો ઉપર દુનિયાની ન્હાની મોટી પ્રજાઓનાં કિસ્મત નક્કી થવાનાં હતાં. ન્હાની પ્રજાઓના અંતરમાં છૂટકારાની આશા ઉગતી હતી. ઇજીપ્ત, કોરીયા, જુગો સ્લાવ, ઝેકો સ્લોવક, અને ચીન જેવા ગુલામો પારીસ પહોંચવા તત્પર થતા હતા. બંદીવાનો પોતાની બેડીઓને બટકાં ભરતા હતા.

એ પરિષદ્‌માં દાખલ થવાની ટીકીટ કોણ આપે ? જગતનાં ચાર મહારાજયો–અમેરીકા, ઇંગ્લાંડ, ફ્રાન્સ, અને ઇટાલી. એ ચાર મહારાજયોનો શો મનોરથ હતો તે તો જગત જાણીને બેઠું છે.

આયરલાંડ પોતાનો અવાજ એ દરીયાને સામે કાંઠે શી રીતે પહોંચાડે ? એના કિનારા પર અંગ્રેજ કાફલો, ને અંગ્રેજ લશ્કર ઘેરીને બેઠેલાં. પરવાના વિના દેશની બહાર પગ મેલવાની પણ મના હતી. આયરીશો પોતાના જ વતનમાં બંદીવાન હતા.

મે મહિનાની સત્તરમી તારીખે, ડેઇલના ત્રણ અગ્રેસરોએ, –ગ્રીફીથ, ડીવેલેરા, અને કાઉન્ટ પ્લંકેટે–સુલેહ પરિષદ્‌ના પ્રમુખ એટલે કે ફ્રાંસના પ્રધાન ક્લેમેંશોને લખી મોકલ્યું કે " પરિષદ્‌ની અંદર આયરલાંડની પ્રજા તરફથી મત આપવાનો ઇંગ્લાંડનો હક્ક નથી. માટે અમારી પ્રજાએ ચુંટી મોકલેલા પ્રતિનિધિઓની મંજુરી વિના જે કાંઇ સંધિ થશે તે અમારા દેશને મંજુર નથી. " બીજો પત્ર મેની ૨૬મીએ લખ્યો; જણાવ્યું કે " આયરલાંડનો એક સ્વતંત્ર રાજ્ય તરીકેનો દાવો તમારી પરિષદ્ પાસે મંજુર કરાવશો, અમે કોઇના તાબેદાર નથી. "

## અમેરીકાને દ્વારે

બીજી તૈયારી અમેરીકામાં થઇ રહી હતી. અમેરીકામાં વસનારા, આયરીશ ઓલાદના પાંચ હજાર એક સો ત્રીશ પ્રજાજનોનું, ફીલાડેલફીઆ નગરમાં ગંજાવર સંમેલન મળ્યું, અને અવાજ ઉઠાવ્યો કે આયરલાંડ તરફથી સુલેહ પરિષદ્‌માં ડી વેલેરા, ગ્રીફીથ અને પ્લંકેટને દાખલ થવા દેવા.

એમાંના ઘણા સભાજનો અમેરીકામાં મોટામાં મોટા હોદ્દા ધરાવનારા અધિકારીઓ હતા. એના ત્રણ પ્રતિનિધિઓ તાબડતોબ પારીસ પહોંચ્યા. એ ત્રણ અને બીજા બે એમ પાંચ જણાએ, ડી વેલેરાને દાખલ કરાવવા બહુ કોશીશ કરી, પણ મિથ્યા. ત્યાં સમાચાર આવ્યા કે અમેરીકાની સેનેટે પણ લગભગ એક સામટો આયરલાંડના પક્ષમાં અવાજ ઉઠાવ્યો. લોઈડ જયોર્જે જાણ્યું કે

અમેરીકા જાગ્યું છે. એણે બાજી પલટી. પેલા ત્રણ પ્રતિનિધિઓને મસલતે આવવા નોતરૂં દીધું. પણ એક પછી એક તારીખ બદલતો ગયો. દરમ્યાન પોતે ઇચ્છા બતાવી કે ભલે, મરજી હોય તો એ ત્રણે જણા આયરલાંડમાં જઇ ડી વેલેરાની સાથે પણ વાતો કરે, ને પ્રત્યક્ષ આયરલાંડનો મામલો તપાસે.

ત્રણ પ્રતિનિધિઓ ઝપાટાબંધ પહોંચ્યા, આયરલાંડને નજરે જોયું, અત્યાચારો નિહાળી ધ્રુજી ઉઠયા—પાછા ફ્રાન્સમાં આવી પ્રચંડ શોરબકોર મચાવી મૂકયો. ઇંગ્લાંડની અધમતા ઉઘાડી પાડી. પ્રમુખ વીલ્સને એ ત્રણેને મુલાકાત આપી.

## વિલ્સનનો જવાબ

કલાકોના કલાક સુધી એ મુલાકાત ચાલી. મુદ્દાઓ ઉપર મુદ્દાઓ રજુ કરીને પ્રતિનિધિ મી. વોલ્શે પ્રમુખની એક પછી એક દલીલો તોડી, પ્રમુખનાં પોતાનાંજ વેણ ટાંકી ટાંકીને એને મ્હાત કર્યો. બન્યો તેટલો દંભ રાખી રાખીને આખરે પ્રમુખે જણાવ્યું કે “ મ્હારાથી એકલાથી કંઇ ન વળે. આયરલાંડને માટે મ્હારૂં હૈયું સળગે છે, અને હું જાણું છું કે એવા અસંખ્ય લોકોનાં અંતર પણ સળગતાં હશે. ન્હાની પ્રજાઓને મુક્ત કરવાના મેં જે વેળા ઉદ્ગારો કાઢેલા, તે વેળા મને શું માલુમ કે એ દુ:ખીયાની પ્રજાઓ આટલી બધી હશે ? વારંવાર હું જયારે એ પ્રજાઓના સવાલ પરિષદમાં ઉઠાવું છું, ત્યારે મને કહેવામાં આવે છે કે એ બાબતમાં તો જૂની સંધિઓ ઉભી છે ! ભૂલશો મા, સજ્જનો, કે હું તો આંહી આવ્યો ત્યારે મ્હારા હૃદયમાં આશાઓ ઉછળતી હતી કે મ્હારા સિદ્ધાંતોને હું સ્થાપી શકીશ. પણ એ બધું મારાથી આંહી નથી બની શક્યું. મારે ઘણું કરવું હતું, મારાથી ઘણુંજ થોડું થઇ શક્યું. ”

ફોરીઆને માટે, કે ઇજીપ્તના પ્યારા ઝગલુલને માટે વીલ્સનને ફુરસદજ નહોતી. આયરલાંડને માટે એણે ફુરસદ લીધી. કારણ કે અવાજ ઉઠાવનાર અમેરીકા. પરંતુ આખરે તો આયરલાંડને પણ સુલેહ પરિષદ્‌ને પગથીએથી ધક્કોજ દેવામાં આવ્યો.

## અમેરીકાની દિલસોજી

પેલા ત્રણ પ્રતિનિધિઓ હજુ તો પારીસમાં પ્રેસીડન્ટ વીલ્સનની સાથે મસલતો કરતા હતા, ત્યાં અંગ્રેજ સરકારે ઝબકીને જોયું તો ડી વેલેરા દેશમાંથી અદ્રશ્ય થયેલો ! સાગર ઉપર તો સજ્જડ ચોકી હતી, એક પંખી પણ અણદેખ્યું ઉડી જઇ શકે નહિ. આખા દેશમાં પણ જાસૂસો ફરતા હતા. તો યે એ બધાંની આંખો આંજીને ડી વેલેરા ગયો. જુનની ૨૧ મીએ ખબર આવ્યા કે ડી વેલેરા અમેરીકામાં ઉભો છે !

અમેરીકાએ જયારે જાણ્યું કે આયરલાંડના પ્રજાસત્તાક રાજ્યનો અધિપતિ એને આંગણે આવ્યો છે, ત્યારે અમેરીકન પ્રજા હર્ષઘેલી બની. વર્તમાનપત્રો તોફાને ચડયાં, મુલાકાતો, માનપત્રો અને મુબારકબાદીઓનો એ મહેમાનના ઉતારામાં ધોધ છૂટયો.

ડી વેલેરાએ એ દેશની અંદર ચારહજાર ગાઉની મુસાફરી ખેડી. દરરોજ અઢાર અઢાર કલાકની મહેનત કરી અમેરીકાનાં પ્રત્યેક પરગણાની અંદર જઈ પોતાના દેશની કથની કહી. સ્વતંત્રતાનો સ્વીકાર કરાવ્યો. ગામેગામના નગરશેઠો, ગવર્નરો, પાદરીઓ એ યુવાનની વાતો પર મુગ્ધ થયા. સરકારી સૈન્ય સાથે એની સ્વારીઓ કાઢવામાં આવી. પ્રજાજનો બોલી ઉઠયા કે "પ્રજાસત્તાકનો આ પહેલો પ્રમુખ ! જગતની આઝાદીનો આ એક મરણીયો આશક !"

સાંસફ્રાંસીસકોમાં પચાસ હજાર માણસોની મેદની વચ્ચે પ્રમુખે પેગામ દીધો કે,

" અમેરીકાની પ્રજાએ તો મ્હારી મુરાદોથી યે વિશેષ મદદ મને આપી છે. હું આંહી આવ્યો તે તો મ્હારા દેશના હુન્નર ઉદ્યોગો માટે નાણાં ઉભાં કરવા; પણ મારો મુખ્ય મુદ્દો તો એ છે કે મારા દેશની સ્વાધીનતા તમે મંજુર કરો. તમે મને તમારૂં સમગ્ર સોનું આપી દો તેની મને પરવા નથી. તમે મને એક પાઈ પણ ન આપો તેની યે મને પરવા નથી. ફક્ત મારા પ્રજાસત્તાકનો અંગીકાર કરો, એટલું હું રાજી થઇને મ્હારે દેશ ચાલ્યો જઇશ. " નાણાં તો માગ્યાં તેથી ત્રણ ગણાં અમેરીકાએ તત્કાળ કાઢી આપ્યાં. અને પોતાના દેશની સ્વાધીનતાનો સવાલ એવી તો કુશળતાથી ને સત્યનિષ્ઠાથી રજુ કર્યો કે આઠ લાખ પચાસ હજાર સભાસદોનું એક મંડળ ખડું થયું, જેનું નામ " આયરીશ પ્રજાસત્તાકને કબૂલ રાખનાર મંડળ. " બીજું એક ત્રીશ હજાર માણસોનું સમ્મેલન હતું, જેનું નામ " આયરલાંડની આઝાદીના દોસ્તો. "

## ઈંગ્લાંડની દુષ્ટ ચળવળ

એ તરૂણનો માર્ગ સ્હેલો નહોતો. ઇંગ્લાંડના મહાન વર્તમાનપત્રકાર લોર્ડ નોર્થક્લીફે આયરલાંડને અળખામણું કરવા માટે લાખો ડોલરો અમેરીકામાં વેરી નાખ્યા હતા. આ ઉપરાંત ખુદ અંગ્રેજ સરકાર તરફથી જ બે સુવિખ્યાત રાજ્યદ્વારીઓ લોર્ડ ગ્રે અને સર આકલાંડ ગીડીઝ આવી પહોંચ્યા. એનાં છળ કપટ ખુબ રચાયાં. સાંસફ્રાંસીસકોની એક હોટલ ઉપર પ્રમુખ ડી વેલેરાનો ત્રિરંગી વાવટો ઉડતો હતો તે એ લોકોની ખટપટથી ઉતારી નખાયેલો. એક ગામમાં એક વર્તમાનપત્રને

રૂશ્વત પહોંચી ગયેલી. એણે ડી વેલેરાની એક સભાની જાહેરાત લેવા જ ના પાડી. શું કર્યું ડી વેલેરાના સાથીએ ? રાતોરાત જાગીને એક નવું ચોપાનીઉંજ લખ્યું ને છાપ્યું. દશ હજાર નકલો લોકોને ઘેર ઘેર પહોંચી.

એવી એવી અનેક પેરવીઓ જ્યારે અફળ ગઇ ત્યારે અંગ્રેજ સરકારે એક અતિ ભયાનક શસ્ત્ર અજમાવ્યું. અલ્સ્ટર પ્રાંતના પ્રોટેસ્ટંટોનું એક મંડળ ઉપડયું. મોખરે ચાલ્યો પાર્લા-મેન્ટનો એક સભાસદ. એ મંડળે જઇને આયરલાંડના સવાલને ધર્મના ઝગડાનું સ્વરૂપ આપ્યું, અમેરીકાનાં ધાર્મિક ઝનૂન જગાડવા કોશીશ કરી, અને "એ તો અમારો ઘરગથ્થુ ઝગડો છે" એવું સમજાવ્યું.

અમેરીકાએ એ મંડળનો તિરસ્કાર કર્યો. મંડળના પાદ-રીઓને "ગુલામીના ઉપદેશક" કહી જાકારો દીધો. છતાં ડી વેલેરા તો એ અલ્સ્ટરવાસી બાંધવોને પણ બોલાવતોજ રહ્યો કે "આવો દલીલથી સમજાવો. હું તમારી તકરાર સમ-જવા રાજી છું." અંગ્રેજ રાજનીતિના હાથમાં રમકડાં બનીને રમનારા ભોળા અલ્સ્ટરવાસીઓ શું મ્હોં લઇને સમજવા જાય ? એમની પાસે કશો મુદ્દોજ નહોતો.

એ તરૂણના પવિત્ર હૃદયમાંથીજ ઝરતી સુમધુર, સત્યમય વાણી જ્યાં જ્યાં સંભળાણી ત્યાં ત્યાં તો પ્રીતિ અને ભક્તિનાજ અંકુરો ફુટી નીકળ્યા. અમેરીકાની પ્રજા આયરલાંડનો દાવો સમજી ચુકી. હવે એ પ્રજાસત્તાક અમેરીકાની સરકાર પાસે કબુલ મંજુર કરાવવાનુંજ બાકી રહ્યું. તક આવી પહોંચી. સેનેટના બે પક્ષો હતા, તેનાં સંમેલનો મળ્યાં, પણ લગાર મતભેદ રહ્યો. આયરલાંડના સવાલને લોકપ્રિય

કરનારા સાચ્ચા જીગરના બે અમેરીકન સરદારોએ કહ્યું, કે "અમે તમારી સ્વતંત્રતા તરફ દિલસોજીનો ઠરાવ મૂકીએ."

ડી વેલેરા કહે, "ના, ના. સીધેસીધો પ્રજાસત્તાકના સ્વીકારનો જ ઠરાવ કરો."

એ સળગતા આત્માને કેવળ દિલસોજીમાં હવે વિશ્વાસ નહોતો! એ વાત તો વૃથા ગઇ. પણ ડી વેલેરાના મહેનતને આખરે એક રીતે તો દિગ્વિજય જ મળ્યો. પારીસના મેજ ઉપર ચાર રાક્ષસી મહારાજ્યોની વચ્ચોવચ્ચ જે સંધિ ઘડાઇ રહી હતી, તેનો મર્મ ડી વેલેરાએ બહુજ ચોખવટથી ખુલ્લો કર્યો. દસમી કલમમાં ન્હાની પ્રજાઓને માટે શાં શાં સત્યાનાશ નિર્માયાં છે તે સ્ફુટ કર્યું, અને કહ્યું, "એ સંધિ પર સહી કરો એટલે મ્હારો દેશ સદાનો ગુલામ બની જવાનો."

અમેરીકાની સેનેટે એ સાંભળ્યું, અને સંધિ પર સહી કરવાની ના પાડી! ડી વેલેરા જીત્યો.

---

## પ્રકરણ ૭ મું

---

## પ્રજાસત્તાકનો રાજ્યવહીવટ

૧૯૧૬ના એ કમનસીબ સોમવારથી સરકારના અત્યાચારો મંડાયા હતા. નિત્ય નિત્ય નવા નવાં પગલાં લેવાતાં હતાં. છાપાં જપ્ત થયાં. સભાઓ બંધ, મંડળો બંધ, સીનફીનની બેન્કો બંધ, વીમા કું. ની ઓફીસો બંધ. ૧૯૧૯ના અકટોબર સુધીમાં સીનફીનની સામે ઉઘાડી શત્રુતા જાહેર થઇ ચુકી.

"આંકડા પુરવાર કહે છે કે લડાઇના છેલ્લા વરસ દરમ્યાન જર્મનીએ બેલ્જીઅમની પ્રજા ઉપર જેટલા રીબામણીના ધારા

ચાંપી દીધા હતા તેથી વધુ ઇંગ્લાંડે આયરલાંડના ઉપર ચાંપ્યા. જ્યારે યુરોપ આખાની અંદર સુલેહ આવી, ત્યારે આયરલાંડની અંદર સાચાં સંગ્રામ શરૂ થયાં. એક વરસની અંદર ૨૨,૨૭૯ ઘર ઉપર લશ્કરની ધાડ, ૨,૩૩૨ રાજ્યદ્વારી પુરૂષોની કેદ, ૧૫૧ દેશનિકાલ, અને વર્તમાનપત્રો તેમજ સભાઓની અટકાયત ૪૨૯. આ બધા અત્યાચારોની સામે લોકો અબોલ હતાં.

## સરકારી પોલીસ

આ બધા અત્યાચારો કરનાર ડબ્લીનની પોલીસ, અને રોયલ આયરીશ કોન્સ્ટેબ્યુલરી. રોયલ આયરીશ કોન્સ્ટેબ્યુલરીમાં દશ હજાર કોન્સ્ટેબલો છે, પગથી તે માથા સુધી એ શસ્ત્રધારી હોય છે રાઇફલ, બેયોનેટ, રીવોલ્વર, અને મશીનગન. પ્રચંડ એનાં શરીર હોય છે–એમાંના ૯૫ ટકા આયરીશ હોય છે ! છ છ માણસોની અકકેક ટુકડી ગામડે ગામડે બેસી ગઇ હોય છે. જન્મથી આયરીશ, ઝબાન આયરીશ, રીતભાત આયરીશ, એટલે એનું એ જ્ઞાન પ્રજા–પીડનમાં ઔર ઉપયોગી થઇ પડે. એ ન હોય તો અંગ્રેજ લશ્કર આંધળુંજ થઇ પડે. ભાઇનાં કૃત્યોની બાતમી તો ભાઇ જ આપી જાણે ને ! દેશનું નિકંદન તો દેશીને હાથે જ કઢાવી શકાય ને !

## બહારવટાં

અધરાતે ઘેર ઘેર થયેલા હલ્લા, જડતી, ગિરફતારી–એ બધાની દાઝથી સ્વયંસેવકોએ સંયમ ખોયો. પ્રથમ તો આ ઘરનાજ શત્રુઓની કતલ આદરી દીધી. દિવસે, રાત્રીયે, એકાંતની અંદર જ્યાં કોઈ શકદાર સિપાઇ મળ્યો કે એને ગોળી લાગી જ છે. થોડા જ મહિનાની અંદર એક સો કોન્સ્ટેબલો ઠાર થયા, બસો

ઘવાય.. કાબેલમાં કાબેલ કોન્સ્ટેબલ યા અમલદાર પોતાની ચાવડી ઉપર ઉભો હોય, કોણ જાણે કયાંથી સનનન કરતી ગોળી આવે, એ જમીનદોસ્ત થાય. ડીટેકટીવોની પણ એક પછી એક એજ દશા. રાત્રે કોન્સ્ટેબલોની ટુકડી ચોકી કરવા નીકળે, રસ્તાની બાજુમાં કાંટાની વાડમાંથી અચાનક ગોળીઓના વરસાદ વરસે, કેટલાક જાનથી જાય, કેટલાક ન્હાસી જાય, કેટલાક ઝખમી થાય. એનાં હથીયારો આંચકી લેવામાં આવે, ઘવાયેલાની પ્રેમભરી સારવાર કરવામાં આવે. કોઈ જાણી ન શકે, કોણ એ બહારવટીઆ, કયાંથી આવ્યા, અને કયાં છુપાયા.

કોન્સ્ટેબલોની બરાકો પણ સહીસલામત ન રહી. બરાકોની બારીઓમાં કાંટાવાળા તાર જડવામાં આવ્યા, મશીનગનો ગોઠવવામાં આવી, છતાં બરાકોમાં એક પણ સિપાહી સુખે સૂઈ ન શકે. રાત પડે, ને એકાદ ગામડાની બરાક ઉપર હલ્લો આવે, સિપાહીઓ ઠાર થાય, શસ્ત્રોને બહારવટીયા ઉપાડી જાય. ટેલીફોન અને તારનાં દોરડાં પણ તોડી નખાય છે, રસ્તાઓ ઉપર ઝાડનાં જબરાં થડ કાપીને આડાં પાથરી દેવામાં આવે છે, રાત્રે નીકળનાર ચોકીદાર જીવતો જાય નહિ. બરાકોમાં વાયરલેસ તાર ગોઠવવામાં આવ્યા, એટલે બહારવટીઆએ બોમ્બો અને સળગતાં પેટ્રોલનાં શસ્ત્રો શોધ્યાં.

આ રીતે ભાઇની સામે ભાઇની ખુનામરકી ચાલી રહી છે! બન્ને પક્ષો બહાદુરીથી ઝુઝી રહ્યા છે! કોન્સ્ટેબલો આખી રાત ઉભા ઉભા ઝુઝે, ઘવાય, કપાઇ જાય, લાઇલાજ થાય ત્યારે જ શરણે થાય. બીજી બાજુ, એ શરણે થયેલા ને ઘવાયેલાની પ્રેમભરી બરદાસ્ત આ બહારવટીઆઓ પોતાના ગુપ્ત નિવાસોની અંદર કરતા રહે.

ધીંગાણાંનાં આ પરાક્રમોની સાથે સાથે ઘાતકી કૃત્યો પણ થયાં છે. બહારવટીઆઓએ જાસુસ સિપાહીઓનાં વીણી વીણીને ઘોર ખૂન પણ કર્યાં છે.

## બહિષ્કારનું શસ્ત્ર

બંદુક ઉપરાંત બીજાં પણ શસ્ત્રો બ્હારવટીઆઓએ આ કોન્સ્ટેબલોની ઉપર અજમાવ્યાં. એ શસ્ત્ર–બહિષ્કાર. સિપાહીઓને કાંઈ પણ માલ વેચવાની મના થઈ, રે! એની સાથે બોલવાની પણ મના થઇ. કોઇ કુમારિકા સિપાહીની સોબત કરે, સાથે માત્ર હરેફરે, તો એના વાળ કાપી લેવામાં આવતા. એક વાર એક સીનફીનર એક પોલીસની સાથે વાતો કરતો માલુમ પડયો. એણે બરાકમાં એક રાત પણ ગાળેલી. જાસુસીના આરોપ બદલ ડેઈલે એના ઉપર કામ ચલાવ્યું. એક રાત્રીએ બહારવટીઆએ એને ઠાર કર્યો. બીજીજ પ્રભાતે ડેઇલનો ચુકાદો બહાર પડયો કે, " નિર્દોષ ! " બિચારાનાં તેર બચ્ચાં રઝળી પડયાં! આવા ઘાતકીપણાં પણ ગુજરવા લાગ્યાં. સિપાહીઓને બીજી પણ શરમ આવી. ભય લાગ્યો. ઘણા યે એવા હતા કે જેનાં સગાં વ્હાલાંઓ, અને મિત્રો સાચાં દેશભક્તો હતાં. શું મ્હોં લઇને એની સાથે સિપાહી ભળી શકે ?

## પોલીસનો પલટો

એક સાર્જન્ટ અને થોડા સિપાહી એક રાત્રે ચાલ્યા જતા. આઘે એક આદમી નીકળ્યો. સિપાહીએ પડકાર્યું, " કોણ એ ? " જવાબ વાળ્યો કે, " મને ન ઓળખ્યો, ભાઇ ? પોર શિયાળામાં તેંજ મને પકડેલો ને."

" ઓહો ! ડાક્તર સાહેબ ! અત્યારે ? ચાલો, ઘર સુધી મૂકી જઇએ. નહિ તો ચોકીવાળા કનડશે. "

ડાક્તર સાહેબ એ ટુકડીની સાથે ચાલવા લાગ્યા. રસ્તામાં દેશનીજ વાત નીકળી.

ડાક્તર સાહેબે સાર્જન્ટને મેણાં માર્યાં. સાર્જન્ટ બોલ્યો, "તમારે સીનફીનરોએ તો અમારી સાથે મહોબ્બત જ રાખવી જોઈએ. તમને ખબર છે? તમારે પાપે તો અમને એક સો ટકા વધારો આપવાનો બંધ રહ્યો. તમે તો ટપ દઇને કહી નાખો છો કે, "રાજીનામું આપો'–અમે તો તમે કહો ત્યારે પટ્ટા ફેંકી દેવા તૈયાર છીએ, પણ બીજો ધંધો અપાવો. મારે ઘેર ત્રણ છોકરાં છે, આ બેબને આઠ બચ્ચાં, અને પેલા લીઆમને અગીઆર. પેટ ફોડી નથી નખાતાં, બાપુ! મારા ભાઇને ઘણાં ખેતર છે. મને એણે મેણાં માર્યાં કે, આ નીચ ધંધો છોડી દે. મેં ભાઇને એટલું જ કહ્યું કે, "ભાઇ, હું છોડી દઉં, તો અરધી જમીન મને ખેડવા આપીશ?" ભાઇ તો ચુપ થઇ ગયા. આવી દશા છે ડાકટર!"

આખી મંડળી હસી પડી. ડાક્તર ઘેર પહોંચ્યા. સિપાહીઓનું હૃદય વાંચ્યું. એક બાજુ જાન જવાનો પળે પળે ધાસ્તી, બીજી બાજુ દેશદ્રોહના ધંધાની શરમ, ત્રીજી બાજુ સાચેસાચ અંતરાત્માનો અવાજ કે "રે! હુ દેશનો દુશ્મન." આ ત્રણ દિશાનો 'મારો' સિપાહીના હૃદય ઉપર ચાલી રહ્યો હતો. રાજીનામાં શરૂ થયાં–પ્રથમ છૂટાં છવાયાં. પછી ઉપરા ઉપરી, આખરે ટુકડીબંધ. એક મહિનામાં એક સોથી વધુ પોલીસોએ પટ્ટા ઉતાર્યા. અને જે બાકી રહ્યા તેની અંદર વ્યવસ્થા ખળભળી ગઈ. કેટલાકે વાંધો ઉઠાવ્યો કે, "અમારૂં કામ ગુન્હા પકડવાનું છે, રાજ્યદ્વારી બહારવટાંનો બંદોબસ્ત કરવાનું નહિ. નહિ કરીએ." એક પ્રભાતે ૧૪૦ સિપાહીઓ યુનીફોર્મ

ઉતારીને બોલ્યા કે, "અમારા દેશબંધુઓને રાજ્યદ્વારી મત-ભેદને ખાતર અમે નહીં કનડીએ."

અંતરાત્માની આ જાગૃતિ જેવી તેવી ન કહેવાય. પચીસ પચીસ વરસની નોકરી છોડી ચાલી નીકળવું, પેન્શનો ગુમાવી બેસવા, બાયડી છોકરાં રઝળાવી મૂકવાં-એ બધું ક્ષણભંગુર આવેશમાં નથી બની શકતું. દેશનાં દુ:ખોની બૂમ છેક હિન્દમાં પહોંચી, કોનોટ રેન્જર્સ નામના બરેલીઅનમાં બળવો જાગેલો!

ઉપરાંત પોતાના ખાતાવાળાને હાથે પણ મોતનો ભય જેવો તેવો નહોતો. દુઆ ગામના એક કોન્સ્ટેબલે રાજીનામું આપ્યું. શા માટે? એના સાથીઓએ નિર્દોષ એ ગામને આગ લગાડી, તે ઘાતકી કૃત્ય ન સાંખી શકાયું તેટલા માટે. રાતમાં તે સૂતેલો. એને પથારીમાંથી એને ઉઠાવી જવામાં આવ્યો. ખૂબ ચાબુકનો માર પડ્યો, પછી ઘેર પહોંચાડવામાં આવ્યો. બીજી વાર પણ એજ દશા થઇ. ત્રીજી વાર એને ચેતવણી મળી કે "ચાર દિવસમાં ગામ છોડી જજે, નહિ તો પ્રાણ લેશું."

હવે તો ચોકીદારો ચોકી કરવા રાત્રે નીકળતા નથી. ગામડાંની બરાકો ખાલી કરીને સિપાહીઓ શહેરમાં ભરાયા. પછી તો રાત્રીયે અને દિવસે ગામડાં ઉપર પ્રજાસત્તાકનાં-ડેઈલનાં. રાજ્ય સ્થપાઇ ચુકયાં. આયરલાંડની હકુમત બે સત્તાઓ વચ્ચે વહેંચાઇ ગઇ-ગામડાં પ્રજાસત્તાકને હાથ, શહેરો સરકારના કબ્જામાં. મગદૂર નથી કોઈ સિપાહીની કે દિવસે પણ બહારવટીયા ઉપર હાથ ઉગામી શકે.

## પ્રજાસત્તાકની ન્યાય-વ્યવસ્થા

એ બંદુકને ભડાકે બ્રીટીશ સલ્તનત તૂટવાની નહોતી. સો બસો સિપાહીઓનાં ખુનથી એ વિરાટ વિદેશી સત્તાનો વાળ

પણ ન ફરકે. બંદુકોની સામે તોપો, અને એકકેક બ્હારવટી-આની સામે દસ દસ યોદ્ધાઓ ખડા કરવાનું બ્રીટનમાં સામર્થ્ય હતું. સલ્તનતો શોણિત–પાતથી નથી ડરી.

ત્યારે એ પરસત્તા પર આયરલાંડે સાચો ઘા કયો કર્યો ? એ એકજ કથા આયરલાંડની કીર્તિના કલશ રૂપે જગત પર આજ ઝળહળી રહી છે. એના શત્રુઓ સ્તબ્ધ બની ગયા તે તો આયરલાંડની નિરાળી ન્યાયયોજના નિહાળીને.

મારામારીનું અંધેર ચાલતું હતું. સરકારી કાયદો તો ઉથલી પડયો હતો. કાયદાના ભંગને નામે અંધાધુંધી મંડાણી. લોકો લુંટફાટે ચડેલા. શાંતમાં શાંત રાજમાર્ગો ઉપર પણ ખુનરેજી અને લુંટફાટ શરૂ થઈ. અંગત અદાવતને કારણે રાજદ્વારી અગત્યના બ્હાના તળે નિર્દોષોનાં નિકંદન નીકળવા લાગ્યાં, પ્રજાસત્તાક ચમકી ઉઠયું, એને લાગ્યું કે ઇજ્જત જાય છે! લોકોનો વિશ્વાસ જાય છે! હીણપ કહેવાશે ! હાંસી થશે ! પ્રજા ધિઃક્કાર દેશે !

તાબડતોબ અદાલતો ઉઘડી. પોલીસનું સ્થાન સ્વયંસેવકોએ લીધું. ઠેર ઠેર થાણાં બેસી ગયાં. લુંટારાઓ પકડાવા લાગ્યા, ચોરીનો કે લુંટનો માલ હાથ થવા લાગ્યો, સાચા માલેકોને પાછો સહીસલામત પહોંચવા લાગ્યો. રાષ્ટ્રીય પોલીસ અને રાષ્ટ્રીય અદાલતો સ્થપાયે હજુ તો એકજ માસ થયેલો. ત્યાં તો એક બેન્કમાંથી ૧૭,૦૦૦ પાઉન્ડની લુંટ થઈ. બેન્કના માલીકોએ પહેલાં તો આ લુંટની ખબર અંગ્રેજ સરકારનેજ આપેલી. પણ સરકારી પોલીસથી કાંઇ ન વળ્યું. બ્રીટીશ પત્રકારોએ તો કાંઈ પણ સાબીતી પૂરાવા સિવાય, સીનફીનરો ઉપરજ આ લુંટ કરાવવાનો આરોપ મૂકયો. પછી તો રાષ્ટ્રીય

પોલીસે, અને જાસુસીખાતાએ ખુબ મહેનત ઉઠાવી, તપાસ કરી. લુંટારાને શોધી કાઢ્યા. કેટલાકને શહેર નિકાલની, અને કેટલાકને દેશનિકાલની સજા ફરમાવી.

થોડા વખતમાં તો એટલો સજજડ બંદોબસ્ત જામી ગયો કે ઘણી વાર તો ચોરી થયા બાદ માત્ર ૨૪ કલાકમાંજ ચોરાયેલી મિલ્કતનો પતો મેળવી લેવાય. અપરાધીઓને થોડાં અઠવાડીયાં જેલમાં રાખવામાં આવે, સાધારણ ગુન્હેગાર સારી ચાલચલગતનું વચન આપે એટલે એ છૂટો થાય: કોઇને વળી એના પોતાના પરગણામાંથી બીજા પરગણામાં દેશનિકાલ કરવામાં આવે! અને ગંભીર ગુન્હો કરનારને? "જાઓ! તમને ઇંગ્લાંડનાં કાળાં પાણીએ મોકલવામાં આવે છે!" લોકોએ, અરે બદમાશોએ પણ આ નવી અને દયાળુ રાજસત્તાને માથાં નમાવ્યાં. કારણ? પોતાની સ્વદેશી રાજસત્તા! ધીરે ધીરે સુલેહશાંતિ સ્થપાયાં.

અદાલતોની ને પોલીસની શરૂઆત ફક્ત એક જીલ્લામાં કરવામાં આવી હતી, જીલ્લાના ચુંટાયેલા પ્રતિનિધિએ પોતાના પરગણાના તમામ કાર્યકર્તાઓની સભા બોલાવી. ઠરાવ થયો કે એક જીલ્લા અદાલત ને દરેક તાલુકામાં પણ અકકેક અદાલતો સ્થાપવી. વહીવટના ધારાધોરણ પણ મુકરર થયાં. ફી તેમજ દંડની રકમો પણ ઠરાવવામાં આવી. ઇન્સાફ આપવા માટે પાંચ સભ્યોની નીમણુક કરવામાં આવી. એ જીલ્લામાં તો જોતજોતામાં અંગ્રેજી અદાલતોનો બહિષ્કાર થઇ ગયો.

એક જીલ્લામાં અખતરો સફળ થયો. એટલે બીજા તમામ જીલ્લાઓએ ૧૦૯૦ના માર્ચ માસમાં શરૂઆત કરી દીધી.

દિવાની કજીઆઓ પણ આ દેશી અદાલતોમાં નોંધાવા લાગ્યા. ન્યાયાધીશ ચુકાદો આપે, અને બન્ને પક્ષકારો પાસેથી

લેખિત વચન લેવામાં આવે કે "અમે અંગ્રેજી અદાલતોમાં નહિ જઇએ." બસ! આટલું વચન જ પૂરતું હતું. લોકો કદી ડગ્યા નહિ. ગેરઇન્સાફ થયો જણાય, તો પણ ખમી ખાય. કારણ, મનમાં શરમની લાગણી થાય, સ્વમાનની ભાવના જાગે, કે આપણી પોતાની અદાલતો છોડીને પરદેશીઓની પાસે ન્યાય લેવા ન જવાય! સરલ દિલના આ ખેડુતો, મજુરો ને ભરવાડોને કેવી સહેલાઇથી ભોંઠામણ આવી જાય! કેવી ઝડપથી દેશપ્રેમ જાગૃત થાય! એ બીનકાયદેસર, ઘડા વિનાના, અને સત્તાહીન ચુકાદાઓ ઉપર પણ એ ગરીબોને કેટલો અડગ વિશ્વાસ!

જ્યાં જ્યાં આવી લાગણીઓ ઢીલી પડતી, પક્ષકારો બેઅદબી કરતા, ત્યાં ત્યાં રાષ્ટ્રીય પોલીસ અદાલતના ચુકાદાનો બલાત્કારે અમલ કરાવતી.

શરૂઆત તો નજીવો જ થયો. પણ જોતજોતામાં તો આ નવું ન્યાય-તંત્ર આખા પ્રજાસત્તાકના તાબાના પ્રદેશમાં ફરી વળ્યું. એકાદ બે મહિનામાં તો ૩૨ અદાલતો પૈકી ૨૪ અદાલતો કામે લાગી ગઇ. નારાજીથી નહિ, પણ સ્વતંત્રતાના ગર્વભર્યા શુભ ચિન્હ તરીકે પ્રેમાળપણે પ્રજા એ અદાલતોનો આશરો લેવા લાગી.

કોણ હતા ન્યાયાધીશો? સ્વયંસેવકોના સરદારો, શિક્ષકો ડાક્તરો, અને વ્યાપારીઓ કે જેના દેશાભિમાન અને નીતિની અંદર પ્રજાને વિશ્વાસ હતો. અને એ ન્યાય-પંચોનો પ્રમુખ કોણ હોય? પાદરી. રોમન કેથોલીકોના હૃદયમાં પાદરી ઉપર તો પૂર્ણ ઇતબાર હોય.

ધીરે ધીરે તો બેરીસ્ટરો પણ આ સીનફીન અદાલતોમાં કેસ લડવા આવવા લાગ્યા. અને બીજી એક અજાબ વાત

બની. એક પોટેસ્ટંટ બાઇ હતી. (પ્રોટેસ્ટંટ અને કેથલીકો વચ્ચેનાં વેરઝેર ઉપર તો દેશની પાયમાલી મંડાયેલી). કેટલાક ખેડુતોની દાનત, એ બાઇની જમીન ઉપર બગડી હતી. જમીન વેચી મારવાનું એ લોકો બાઇને દબાણ કરતા હતા. એક પછી એક દરેક સરકારી અધિકારીઓની પાસે એ બિચારી રાવ લઇ ગઇ. સહુએ એને કહ્યું કે, "લાચાર ! કાંઇ બની શકશે નહિ." એક અધિકારીએ સલાહ દીધી કે, "છાનીમાની પડી રહીશ તો જ ઠીક છે. નહિ તો ખુવાર થવાની." છેવટે એ બાઇએ હિમ્મત કરી. પ્રજાસત્તાકની અદાલતમાં ફરીઆદ નોંધાવી. થોડે દિવસે જ મુકદ્દમો ચાલ્યો, ખેડુતોનો દાવો રદ થયો, બાઇ બચી. આમ વિધર્મીઓને પણ વિશ્વાસ આવવા લાગ્યો. આ ફતેહ કાંઇ જેવી તેવી નહોતી.

રાષ્ટ્રીય અદાલતોનો રસ્તો અતિ વિકટ હતો. દેશમાં જમીનોના કજીયા વ્યાપી રહેલા. લોકો હિંસાના વિચારે જ ચડેલા. એ અટપટા સમયનો ખ્યાલ કરીએ. અંગ્રેજ જમીનદાર હોય, કબ્જામાં અપરંપાર જમીન હોય, ચોપાસ કંગાલ ખેડુઓ હોય જેની પાસે ખેડવા માટે એક વીઘો પણ નથી; જમીનદાર જમીનની વ્હેંચણી કરવા ના પાડે. એક તો દુશ્મન, અને વળી જાલીમ જમીનદાર. ખેડુતો એકેય લાગણીથી શાના અચકાય ? એક જમીનદાર, નામે કેપ્ટન ટેલર, મોટરમાં બેસીને શિકારે જતો હતો. રસ્તામાં ખેડુતોએ મોટર અટકાવી, કેપ્ટનને ગોળીએ દીધો. એનો કામદાર વહીવટ કરવા બેઠો. એને ચેતવણી આપી. ન ગાન્યો. ઉડાવ્યો. રાતે જમીનદારના ઘર પર ભસાચિઠ્ઠી બંધાય, અને ગંજીઓ બાળી દેવાય,

મોલમાં આગ મેલે, વાડ તોડી નાખે, ઢોરને દસ વીસ ગાઉ દૂર નસાડી જાય. એક વખત ટોળે વળીને ખેડુ એક જમીનદાર પાસે ગયા, અરજ કરી કે "જમીન હરરાજીમાં મૂકો. જમીનદારે ઘુરકીને પૂછ્યું, "કયા કાયદાની રૂએ ?"

હસીને ખેડુતોએ જવાબ વાળ્યો, "કેપ્ટન ટેલર વાળો કાયદો. યાદ છે ને ?" ચુપચાપ હરરાજી કરવી પડી.

કજીઆ વધતા ગયા. ત્રીશ ત્રીશ વરસથી જમીનનો ભોગવટો કરનારા ખેડુને મજુરો સતાવવા લાગ્યા કે "વ્હેંચણી કર."

લોકો કહે છે કે એકને ચારસો, આઠસો અગર હજાર વીઘા, અને બીજાને એક જ વીઘો, એ ન ચાલે; સરખી વ્હેંચણી કરો. રે ! લોકોએ તો મંદિરોની જમીન ઉપર પણ ધાડ પાડી; દલીલ બસ એકજ-બંદુક ! રે ! એકાદ વીઘો વધતો ઓછો હોય તેમાં યે ટંટો. પ્રજાસત્તાકની મુંઝવણનો પાર નહોતો. એક તરફથી ઈન્સાફમાં સખ્તાઇ દાખવવી જોઇએ, કે જેથી અંધાધુંધી ન ફેલાય, બીજી બાજુ મૃદુતા દાખવવી પડે કે જેથી લોકોની વફાદારી જળવાઈ રહે. નબળાઇ યે ન બતાવાય, સખ્તાઇ વાપરવામાં પણ સાવધ રહેવું પડે.

આવી મુંઝવણો વચ્ચે પણ પ્રજાસત્તાક હતાશ નહોતું થયું. જુદાં જુદા ઇલાજો લેવાતા. ડેઇલના કેટલાએક સભ્યોએ લોકોને પ્રમુખશ્રીને નામે અપીલ બ્હાર પાડી કે

"જીત મેળવ્યા પછી ડેઈલ તમારો બધાનો ઇન્સાફ કરશે. એટલે પછી પેટ ભરવાને માટે તમારે તમારાં વતન છોડીને નહિ જવું પડે. માટે હમણાં તો જેની જેની જમીન બીજાના કબ્જામાં ફસાઇ પડી હોય તે ભાંઇએ આપણી તાલુકા કોર્ટમાં અરજી નોંધાવી દેવી.

“ પણ સમજવું જોઇએ કે આજ પછી તો કોઈ પણ આદમી બલાત્કાર કરશે, કજીઓ જગાવશે, પ્રજાસત્તાકને નામે પોતાના દેશબંધુને ધમકીના કાગળો લખશે, તો એણે ખ્યાલમાં રાખવું કે એમ કરવામાં એ દેશના નેતાઓની આણ ઓળંગે છે, અને દેશના હિતને હાનિ પહોંચાડે છે. ”

જાણે કેમ એક સમજણો ભાઇ પોતાના અણસમજુ ભાંડુને ઠપકો દેતો હોય! દુર્વ્યવસ્થાને દાબી દેવી, પણ તે ફોસલાવી ફોસલાવીને, પ્રજાની લાગણી જગાડીને. સીનફીનરોએ આવી રીતે કુનેહથી કામ લીધું. એનો અર્થ એમ નથી કે એક રાતમાં કાંઇ જાદુ થયું, ને કજીઆ શમી ગયા, કમનસીબ જમીનદારો તો સવારે જાગીને જુએ ત્યાં તો એનાં ઢોર દસ વીસ ગાઉ પહોંચી ગયાં હોય! છતાં ઘણા યે કજીઆ પત્યા.

ન્યાયાધીશો કયા કાયદા મુજબ ન્યાય પતાવતા? નવો કાયદો તો ઘડાયો નહોતો, અંગ્રેજી કાયદાનો ઉપયોગ થતો. બાકી તો પોતાની વ્યવહારબુદ્ધિ ચલાવતા, કજીઆનો નિકાલ હમેશાં સંજોગો તપાસીને થતો, કોઇ ઉજ્જડ પ્રદેશ હોય તો ત્યાં અકકેક ખેડુને સો બસો ત્રણસો વીઘા પણ ખેડવા દેવાય. બહુ વસ્તીવાળા પરગણામાં વળી વધુ ભાગ વ્હેંચાય. એમ નક્કી થાય કે ખેતરની અદલીબદલી કરવાની છે, તો જમીનની કિંમત જમીનનું ખાસ જ્ઞાન ધરાવનારાઓ નકકી કરે, અને એ પૂરેપૂરાં નાણાં જમીન મેલનારને ચુકાવવામાં આવે.

કોઇ કોઇ વખત તો સખ્ત ચુકાદા પણ અપાઇ જતા. એક વખત આખા ગામડાનો એક અવાજે વિરોધ હોવા છતાં ચુકાદો અપાયો. ખેડુતો ઘેર ગયા. લડાઈની તૈયારી કરી. ટ્રેન્ચો (ખાઇઓ) ખોદી રાખી. વાટ જોઇને બેઠા. મામલો

ગંભીર જણાયો. પ્રજાસત્તાક વિચારમાં પડયું. શું કરવું ? હલ્લો કરવો ? ભાઇ ભાઇનાં લોહી રેડવાં ? ના. ના. શાણપણ વાપરીને એક અઠવાડીઆ સુધી બળવાખોરોને બોલાવ્યા જ નહિ. બળવાખોરો નરમ પડી ગયા. એક દિવસ સાંજે બળવાખોરોને ખબર નહિ હોય, અને સરકારી સ્વયંસેવકોએ છાપો માર્યો. બે અગ્રેસરોને પકડી ત્રણ મહિનાની દેશનિકાલની ટીપ મારી. બીજાઓની પાસેથી વચન લીધાં કે હવેથી ડાહ્યા ડામરા થઇને વર્તશું. એક પણ ગોળીબાર કરવાની જરૂર ન પડી ! જ્યાં ખુનરેજીનો ભય હતો ત્યાં પરસ્પર ભેટીને બધા છૂટા પડયા. આ રીતે પ્રજામાં સુલેહ સાચવવાની પહેલી અતિ આકરી ફરજ સીનફીન સરકાર અદા કરી રહી હતી.

૧૯૨૦નો ઉન્હાળો આવતાં તો આ રાષ્ટ્રીય અદાલતો આખા દેશમાં સ્થાપાઇ ગઇ. લગભગ પોણા ભાગમાંથી તો બ્રીટીશ સત્તાનો અમલ અદૃશ્ય થયો. સરકારી અદાલતો તો સદાને માટે સૂઇ ગઇ.

## સહકારી મંડળો

હજુ એક યશસ્વી પ્રકરણ તો બાકી છે. બહારની દુનિયામાં બહુ થોડાને જ એનો મહિમા માલુમ પડયો છે. એ દેશોદ્ધાર તો દશે દિશામાં મંડાયેલો-કેવળ સંહાર નહિ, કેવળ રાજ્યસત્તાની અદલાબદલી નહિ, પણ પ્રજાની ભીતરમાં પેસીને ગરીબીનો નિકાલ-સ્વાવલંબી અને શાણપણભર્યો !

આયરલાંડ તો ખેડુતોનો દેશ છે. એક વખત એ ખેડુતોનો ધ્વંસ જમીનદારોએ કર્યો. જમીનદારોની સત્તા તૂટયા પછી જાલીમગીરીનું સ્થાન લીધું વેપારીએ. ખેડુત અને બહારની દુનિયા એ બેની વચ્ચે વેપારી બેઠો બેઠો શું કરી રહ્યો હતો ? હલકી જાતનાં

બીયાં અને હલકું ખાતર બહુજ આકરે ભાવે એ ખેડુતને વેચતો. પછી ખેડુની નીપજ ઓછે ભાવે ખંડીને સારામાં સારા ભાવે બજારમાં વેચતો. લુંટી લુંટીને વેપારી લાખ લાખ પાઉન્ડની આસામીવાળો બનતો.

વેપારી ખેડુનાં નાણાં ચુસતો, એથી વધુ ભયંકર તો ખેડુની નૈતિક ખરાબી કર્યા કરતો. વેપારીના જીવનમાં રસિકતા કે ઉચ્ચ રસવૃત્તિઓ હોય જ શાની ? ભાંગી તૂટી અંગ્રેજી ભાષામાં તડાકા કરી કરીને એણે સુધરેલ આદમી તરીકેની પોતાની પ્રતિષ્ઠા બેસાડેલી. ગામડીયાઓ એ ભાઇનું સુધરેલપણું જોઇને પોતાની સુંદર ગેલીક ઝબાનથી શરમાદા બનતા. બીજી ખરાબી–પાર્લામેન્ટવાળા પક્ષના ફાળામાં નાણાં ભરનાર તો આ વેપારી જ હતો. એની સખાવત ઉપર તો પાર્લામેન્ટવાળી મંડળી નભતી, ચળવળ કરતી. એ રીતે આયર્લાંડનું રાજ્યદ્વારી હિત એ નાણાં દેનારને હસ્તક રહેતું. ત્રીજી ખરાબી–ખુબ પૈસા ખરચીને વેપારી જે. પી. નો ઇલ્કાબ મેળવે, એટલે ભોળાં અજ્ઞાન ગામડીયાં ભરમાય કે " વાહ, આપણા ધર્મીભાઇનાં સરકારમાં કેવાં માનપાન ! "

આ રીતે ખેડુ પ્રજા કંગાલ બની, સુધરેલપણાની ઉપર મોહી પડી. પોતાની ભાષાનું ગુમાન એને ન રહ્યું. અને એનાં રાજ્યદ્વારી કિસ્મત તો વેપારી જ ઘડે.

આ વેપારીઓના પંજામાંથી ખેડુતોને છોડાવવાની ચળવળ ઘણાં વરસો થયાં ચાલતી હતી. અને તે ચળવળનું નામ સહકારી મંડળીઓની સ્થાપના. એ ચળવળનો માર્ગ વિકટ હતો. વેપારીઓ, કેટલાએક રાજ્યદ્વારી સંપ્રદાયો, અને ઘણાં વર્તમાનપત્રોનું એકસામટું દળ એની સામે ઝુંબેશ ચલાવી રહ્યું

હતું. લોકોને ભરમાવતું હતું. ખેડુતને ગળે પણ એવી અટપટી યોજના શી રીતે ઝટ ઉતરી જાય! એ યોજનાથી જેના જેના સ્વાર્થને હાનિ પહોંચતી હતી તે બધાએ મળીને ખેડુતોના દિલમાં અવિશ્વાસ અને વ્હેમનું વિષ રેડયું.

છતાં આખરે સાહસ શરૂ થયું. એક મંડળી સ્થપાણી. એની સ્થાપના પહેલાં ૧૯૦૬ની અંદર એ ગામમાં આટાની કિંમત એક કોથળે સત્તર શીલીંગ હતી, જ્યારે વેપારીની ખરીદી આઠ શીલીંગના ભાવની હતી. મતલબ કે આઠ શીલીંગ ઉપર વેપારી છ શીલીંગનો નફો કરતો.

સહકારી મંડળીએ એક તડાકે સાડા દસ શીલીંગનો દર મૂકી દીધો. વેપારીઓ લટકયા!

૧૯૧૧ની અંદર વેપારીઓ તેમજ સહકારી મંડળીઓને ખરીદી કરવી પડી, પોણા દસ શીલીંગના જથ્થાબંધ ભાવે. ભાવ વધેલા હતા, છતાં સહકારી મંડળીઓએ છૂટક વેચાણના ભાવ એના એ રાખ્યા. વેપારીઓને પણ એજ ભાવે વેચ્યા વિના છૂટકો નહોતો.

૧૯૦૬માં ખેડુની બાયડી ૫ પેન્સને ભાવે ઇંડાં વેચી આવતી. ૧૯૧૧માં ૯ પેન્સ વધુ ભાવ ઉપજયો.

૧૯૦૬ માં મંડળીનો વાર્ષિક વકરો ૪૯૦ પાઉન્ડ થયો. ૧૯૨૧ માં એક લાખ પાઉન્ડ. લોકોએ એ ભાવના ઝીલી, વેપારીના હાથ હેઠા પડયા.

વચમાં લડાઇ આવી. જ્યાં જ્યાં અમુક વસ્તુઓનાં વેચાણનો ઇજારો જ અપાતો ત્યાં ત્યાં તો ઇજારદારોએ ચીરવાનો લાગ ઝપર લીધો. ૧૯૧૪ ની સાલના કંગાલ વેપારીઓ ૧૯૨૦

માં તો બાયડી છોકરાંની સાથે મોટરોની સેલગાહ કરવા લાગ્યા. નવા પરવાના તો કોઇ વેપારીઓને મળતા નહિ. વેપારીઓએ ફાવે તેમ લુંટયું.

પછી સુલેહ થઇ. નવી દુકાનો ખોલવાની છૂટ મળી. સહકારી દુકાનો ઠેર ઠેર ઉઘડવા લાગી. ખેડુ પ્રજાએ લડાઇ દરમ્યાન સાચો પાઠ શીખી લીધેલો. સહકારી દુકાનો તો એણે આશીર્વાદ સમી માની. જ્યાં જ્યાં સીનફીનની હીલચાલ પ્રસરી ત્યાં ત્યાં સહકારી મંડળો પણ સ્થપાયાં. સીનફીનરોને તો બરાબર સૂઝી આવેલું કે આ રીતે આપણી મુરાદો બધી સફળ થશે. વેચાણ આપણે હાથ હશે, એટલે પરદેશી માલને બાતલ રાખીશું, દેશની બનાવટનેજ આગળ ધરીશું. સુધરેલા, અંગ્રેજીના રંગમાં રંગાયેલાના હાથમાંથી ખેડુતો આપણે હાથ આવશે, એટલે આપણે એનામાં ગેલીક ભાષા દાખલ કરી શકશું. સહુને કિફાયત ભાવે વેચશું, એટલે વિધર્મીઓ પણ પરસ્પર ભળશે. જુદા જુદા વર્ગોમાં પણ ભળીશું. પરિણામે અલ્સ્ટર પરગણાનો ભેદભાવ ભાંગી જવાનો. વળી માલ લેનાર અને દેનારની વચ્ચે બેઠો બેઠો મફતનો નફો ખાઇ જનારો વેપારી નીકળી જશે, એટલે એ નાહકનો નફો લોકો વચ્ચે વ્હેંચાઇ જવાનો. પરિણામે મુડીવાદ નાશ પામશે, પરદેશીઓની લુંટાલુંટ ચાલી જશે. સહકારી મંડળીની યોજનાએ આખા દેશને આબાદાનીનો રસ્તો બતાવ્યો. માત્ર ભાષણોથી કે ગોળીબારથી પ્રજાના કુસંસ્કારો ન પલટે. એ પલટો તો ચોમેરનો થવો જોઇએ.



# પ્રકરણ ૮ મું

## અત્યાચારની કથની

ફરી એક વાર સ્વયંસેવકોનાં બહારવટાં તરફ નજર કરીએ. સરકારી પોલીસો ત્રાહિ ત્રાહિ પોકારીને પોતાની બરાકો ખાલી કરતા જાય છે, સ્વયંસેવકો એ બરાકોને આગ લગાડતા જાય છે. પાંચસોથી વધુ મકાનો ખંડેર બનીને ઉભાં હતાં. સામી છાતીએ ચાલીને ધીંગાણું કરવાની તો વાત જ નહોતી. છુપા હુમલા કરવા, હથીયાર લઇને ન્હાસી જવું, ક્યાં ગયા તેનો પતો નહિ. આવો લડત તો કેટલી સહેલાઇથી વરસોનાં વરસ લંબાવી શકાય. હથીયાર કે દારૂગોળાની જરૂર નહિ, લડાયક તાલીમની પણ પરવા નહિ. રાષ્ટ્રીય આયરલાંડના લગભગ તમામ સશક્ત મરદોનું, એટલે કે બે લાખ આદમીનું બળ આ બહારવટાંની પીઠ પાછળ ખડું હતું. એ પ્રતાપ પેલી ફરજીઆત ભરતી અટકાવેલી તેના. એને પ્રતાપે જ દેશમાં મરદો મોજુદ હતા.

સરકારે પોતાની સેના વધારી. ૩૬૦૦૦ ને બદલે ૪૦૦૦૦, ને પછી ૬૦૦૦૦ ની પલટનો જમાવી. એરોપ્લેનોની પણ જોતજોતામાં ભારે જમાવટ થઇ. પણ એ નવી સેનામાં પૂરી તાલીમ નહોતી, ચાતુરી નહોતી. જૂના ખેડાયેલા સૈનિકો તો ફ્લેન્ડર્સના મેદાન પર સૂતા હતા.

## મજુર પક્ષ

સરકાર હજુ એક વાત પર મુસ્તાક હતી. એ એમ જોઇ રહી હતી કે હજુ મજુર પક્ષનું દળ સીનફીન સ્વયંસેવકોની કુમકે નહોતું પહોંચ્યું. સરકાર અંધ હતી. એને યાદ ન રહ્યું કે ૧૯-

૧૬નાં રમખાણોમાં મોખરે રહીને લડનાર તો મજુરોનું સીટીઝન આર્મી (શહેરી સૈન્ય) જ હતું. ૧૯૧૮ની ચુંટણી વેળા સીન-ફીનરોની અભંગ ફતેહ કરાવવા માટે જ ઉમેદવારીમાં ન ઉભું રહેનાર પણ મજુર મંડળ હતું.

મજુરો ભળ્યા. શરૂઆત બંદર ઉપર થઇ. વિલાયતથી આવતો દારૂગોળો નીચે ઉતારવાની જ મજુરોએ ના પાડી. બીજે બંદરે એક હજાર સ્કોટ સૈનિકો આવી પહોંચ્યા. એને નીચે ઉતારવા જ કોઇ મજુર ન ગયો. આખા દેશની અંદર પોલીસો અને સોલ્જરોથી ભરેલી ગાડીઓ ચલાવવાની જ રેલ્વેના નોકરોએ ના પાડી. સરકારી ઇજનેરોને એ કામ ચલાવવા દેવાય નહિ. કારણ, હડતાલીઆઓ પાટા જ ઉખેડી નાખે. જ્યારે જ્યારે જરૂર પડી હશે ત્યારે ત્યારે સીનફીનરોની સહાયે દોડવામાં મજુર પક્ષ પાછો હઠ્યો નથી.

આ મજુરોની હડતાળ પ્રત્યે અંગ્રેજ મજુર પક્ષના હૃદયમાં પણ દિલસોજી ઉપજી. પાંચ પ્રતિનિધિઓ આયરલાંડમાં આવીને નિરીક્ષણ કરી ગયા. પાછા વિલાયત જઇને સખ્ત પોકાર સરકારી અત્યાચાર સામે ઉઠાવ્યો. આવા દયાળુ મિત્રની મદદ આયરીશોએ માગી. અંગ્રેજ મજુર પક્ષનું હૃદય થોડી વાર પીગળ્યું. ડબ્લીનની મુલાકાત લીધી. પરિણામે લીવરપુલમાં સભા ભરી. પણ આખરે તો એ લોકો અંગ્રેજો! પોતાના હિતનો ઘાત એ કરે શાના? પોતાના જ આયરીશ મજુર બંધુઓને એ લોકોએ રખડતા મૂકયા. એજ એ અંગ્રેજ મજુર પક્ષ, જેનાં વચનો પર આજ હિન્દ વિશ્વાસ મેલી રહ્યું છે!

ઈંગ્લાંડના હાથમાં હવે બેજ ઈલાજ હતા. કાં તો આયરીશ પ્રજાની છેક સફળ થયેલી મુરાદોને મુંગે મોઢે માન આપી વખતસર જશ લેવો. નહિ તો બધા દંભને બાજુ પર મૂકી,

જગતને ઠગવાની બાજી ઉશાડી મેલી, ખુદ પોતાના જ અંતરાત્માને છેતરવાનું છોડી બેધડક તલવાર ચલાવવી.

એ ઓગસ્ટ ચાલતો હતો.

## હોમરૂલનું છેલ્લું છળ

છેલ્લું એક છળ અજમાવાઇ રહ્યું છે. એ પેલું હોમરૂલ-૧૯૧૪નો રાજાની સહીવાળો હોમરૂલનો ખરડો, જેનો યુદ્ધ-વિરામ પછી છ મહિને અમલ થવાનો હતો. તે તો ઉડી ગયો. નવી યોજના ઘડવા એક સમિતિને લોઇડ જ્યોર્જે બોલાવી. એ સમિતિમાં બેસનારા બધા આયરલાંડના હિતશત્રુઓ જ હતા. એક પણ સીનફીનરને એમાં નોતરવામાં નહોતો આવ્યો. એડવર્ડ કારસનનું દળ સામેલ હતું.

ખરડો ઘડાયો. આયરલાંડના ભાગલા નક્કી થયા. અલ્સ્ટરનાં છ પરગણાંને માટે બાવન સભ્યોની જુદી પાર્લામેન્ટ, બાકીનાં છવીશ પરગણાંને એક સો અઠ્ઠાવીશની પાર્લામેન્ટ, બન્નેના ઉપર ચાલીસ સભ્યોની એક કાઉન્સીલ, જેમાંના વીશ અલ્સ્ટરવાસી અને બાકીના વીશ બાકીના આખા આયરલાંડ તરફથી બેસે. મતલબ કે આખા દેશના એક ચોથા વિભાગની, અને તે પણ મતભેદથી ભરેલી પ્રજા માટે અને બાકીની એકમતવાળી પોણી પ્રજા માટે સરખા સભાસદો! અને છેલ્લું, વિલાયતની આમની સભામાં, અત્યાર સુધી આયરલાંડના એક સો પાંચ સભ્યો બેસતા, તેને બદલે ફક્ત બેતાલીસ! સર એડવર્ડ કારસનની બંદુકના આ પ્રતાપ!

લોઈડ જ્યોર્જ કહે, "અમે તો તમને સ્વરાજ્ય આપ્યું. હવે એમાં લોહી માંસ મૂકવાં તે તમારી ફરજ!"

આયરલાંડ, ઇજીપ્ત, અને હિન્દુસ્થાન-સર્વત્ર આ એકજ વાત વડો પ્રધાન કરી રહ્યો હતો.

બીજી બાજુ, આયરલાંડ ઉપર તો વાઇસરૉય, ચીફ સેક્રેટરી, અને અંગ્રેજ સેનાધિપતિ—એ ત્રિપુટીની દંડાબાજી શરૂ હતી. એ ત્રણેને બેસુમાર સત્તા સોંપવામાં આવેલી—ત્રણ શસ્ત્રો ઇંગ્લાંડથી ત્યાં પહોંચેલાં. એક દેશરક્ષણનો કાયદો, બીજો શાંતિ રક્ષણનો કાયદો, ત્રીજો તલવારનો કાયદો (માર્શલ લૉ). ૧૯૧૯નો નવેમ્બર માસ આવ્યો, ત્યાં તો દેશની નિર્દોષમાં નિર્દોષ ચળવળ પણ બીનકાયદેસર જાહેર થઇ ચુકી. અને પછી તો એ ચળવળોને ચાંપી દેવાના ઇલાજો, શું ત્યાં કે શું હિન્દમાં, એક સરખાજ હોય છે!

લશ્કરી સૈનિકો વચ્ચે સુરક્ષિત થઇને પોલીસે, દિવસે કે રાત્રીયે ગમે તેવા સજ્જનના મકાનપર ધાડ પાડવાનું શરૂ કર્યું. પહેલોજ સપાટો ડબ્લીન નગરના પેલા છેક બુઢ્ઢા, ખળભળી ગયેલા, પ્રેમાળ, અને કોમળ દિલના લૉર્ડ મેયર ટોમ કેલી ઉપર થયો. એ જર્જરીત વૃદ્ધને પકડવો, એ એક સુકુમાર બાળકને પકડવા જેવું જ હતું. એ બંદીખાને જવા માટે છેક કમતાકાત હતો, તેથી જ પહેલવહેલું વારંટ એના ઉપર બજ્યું. એને ઘરબાર છોડાવ્યાં, અધરાતે ઉપાડયો, મુકદ્દમો ચલાવવાની ના પાડી, ભર પાર્લામેન્ટની અંદર ચીફ સેક્રેટરીએ એ વૃદ્ધના સંબંધમાં અણછાજતા ઉચ્ચારો કાઢયા, આયરલાંડની રાજધાનીનો, પ્રજાએ ચુંટેલો પ્રજાનો માનીતો લૉર્ડ મેયર એને સરકારે તુરંગમાં ઘાલી દીધો. તુરંગનાં દુ:ખનાં દબાણ નીચે એને ચિત્તભ્રમ થયો. બંદીખાનેથી છૂટયા. પછી પણ એનું મગજ કદી ઠેકાણે આવ્યું જ નહિ.

૧૨ મી ડીસેમ્બરે ચાલીસ માણસોને પકડી લંડનની નજીકની એક તુરંગમાં નાખવામાં આવ્યા. ૧૩ મીએ બીજા

૯ ને, ૫ મીએ ૧૯ ને, ૬ ઠીએ ૫ ને ૯ મી ફેબ્રુઆરી દરમ્યાન ૮૦ સીનફીનરો ઉપડી ગયા, ૬૦ દેશનિકાલ થયા, બાકી રહેલાઓની શોધ ચાલતી હતી.

૧૯૧૮ માં પ્રજાસત્તાક મંડળી (ડેઈલ) માં ચુંટાયેલા ૭૩ પૈકી ઘણાખરા પ્રતિનિધિઓ તુરંગમાં પૂરાયા, માત્ર નવ જણા બહાર હતા, જેમાંના ૭ જણ તો પરદેશમાં એલચી તરીકે ઘુમતા હતા. પ્રજાસત્તાકની ઓફીસોની જડતી લેવાણી, ખાલી કરવામાં આવી, તાળું વાસીને સીલ દેવાયાં.

## ફોજની સંખ્યા અને ખર્ચ

અને નવી ફોજનો પ્રવાહ લંડનથી બરાબર ચાલુ થયો હતો. પોલીસની સંખ્યા ચૌદ હજાર સુધી પહોંચી, આયરલાંડની ઉપજનો દસમો હિસ્સો (એટલે કે, પાંચ લાખ પૌંડ) તો એ પોલીસને નભાવવા પાછળ ખર્ચાતો. લશ્કર પણ વધતું જતું હતું. ૨૩ મી ઓકટોબરે એની સંખ્યા પંચાવન હજાર પર પહોંચી. એનું અઠવાડીક ખર્ચ, બે લાખ દસ હજાર પાઉન્ડ ! મશીનગનો, એરોપ્લેનો, બોમ્બો તો અખંડ પ્રવાહમાં ચાલ્યા આવતાં હતાં. બંદરે બંદરે નૌકા સૈન્ય પણ બેસી ગયું.

પરંતુ એ સુસજ્જિત, પ્રચંડ પ્રલયકારી ફોજ પેલા મારીને ભાગી જનારા બહારવટીઆઓને તો મ્હાત ન કરી શકી. મુંઝાણી એટલે પછી પ્રજાનું કાળજું કમકમાવવાના નવા ઈલાજો મંડાયા.

સીનફીનર બંદીવાનોને નિર્દય સજાઓ થવા લાગી. બાળકોને પણ ઉપાડી જવા લાગ્યા. અમુક ખુનના શકદારોનાં માથાં લાવી આપવા માટે દસ હજાર પૌંડના ઇનામ જાહેર થયાં. જાસૂસો પણ પ્રસરી ગયા.

## આયરીશ દેશભક્તોનાં ખૂન—૬૩

**પેટ્રીક બીલાન** નામના અગ્રેસરના મુડદા ઉપર બેઠેલું પંચ ફેંસલો આપે છે કે "પેટ્રીક બીલાન જે સોલ્જરોના કબજામાં એક શસ્ત્રહીન, શાંત કેદી હતો, તેજ સોલ્જરોએ તેને બંદુકથી ઘાયલ કરીને મારી નાખેલો અમને માલુમ પડે છે."

**ડેનીઅલ સ્કેનલન**ના ખુન વિષે પંચ લખે છે કે "મહુંમને કોન્સ્ટેબલ લાયને તથા સાર્જન્ટ મેકોલેએ ઇરાદાપૂર્વક ગોળીથી ઠાર કર્યો માલુમ પડે છે."

**પેટ્રીક** સ્કુડાટના ઘાત વિષે પંચના શબ્દો:—" સાર્જન્ટ વુલ્સલીએ ઇરાદાપૂર્વક બંદુકથી ઠાર કર્યો છે. સાર્જન્ટ મજકુર સાક્ષી આપે છે કે "મને હુકમ હતો માટે મેં એને માર્યો છે.

**ફ્રાંસીસ મુરફી.** "અમને માલુમ પડે છે કે પંદર વરસના આ યુવાનને કોઇ અજાણ્યા સરકારી સૈનિકોએ, એ યુવાનના પિતાના ઘરની અંદર જ, ઇરાદાપૂર્વક ને બીનકાયદેસર ઠાર કર્યો છે." એ પંચનો ચુકાદો.

**ટોમસ રસેલ** એક દિવસ રવિવારે બપોરે એક વાંચનાલયની અંદર બાળકોને આયરીશ ભાષા ભણાવતો હતો. લશ્કરે હુકમ આપ્યો કે "સ્થળ ખાલી કરી જાઓ." રસેલે પ્રથમ બાળકોને બહાર કાઢી નાખ્યાં. એ લશ્કરનાં ઝનૂનને જાણુતો હતો. એણે એકે બાળકને બાકી રહેવા દીધું નહિ. પછી પોતે બહાર નીકળતો હતો, ત્યાં સોલ્જરોએ એની પીઠ ઉપર સંગીન ઘોંચી દીધું; એના પ્રાણ નીકળી ગયા. એના ચાર બાળકોને પણ સોલ્જરોએ સંગીન વડે ઘાયલ કર્યાં.

પેટ્રીક ગાવાન એક મેળામાં પોતાની ગાય વેચવા શાંતિથી ચાલ્યો જતો હતો, એને ઠાર કર્યો.

લોરેન્સ કેનેડી "કારીગર હતો, પોતાને ઘેર ચાલ્યો જતો હતો, રસ્તામાં લશ્કરી ચોકીવાળાઓએ એને મારી નાખ્યો."

માઈકલ ડાર્સી નામના છોકરાને નદીમાં હડસેલીને પોલીસ જોતા હતા. છોકરો ડુબતો હતો. એને બચાવવા માટે ચાર વટેમાર્ગુઓ દોડ્યા. એના ઉપર પણ સૈનિકોએ ગોળીઓ છોડી. ડાર્સી ડુબી મુઓ.

પ્રજાસત્તાક અદાલતનો એક ન્યાયાધીશ ભયથી ન્હાસીને ડબ્લીનની એક હોટેલમાં છૂપાયો. રાતે રીવોલ્વરો હાથમાં લઇને પોલીસ પહોંચ્યા. હાજરીપત્રકમાંથી એની ઓરડીનો નંબર શોધ્યો. ઓરડીમાં જઇને એને ઠાર કર્યો. સરકારે ખુલાસો બહાર પાડ્યો કે પહેલી ગોળી એ મરનારે છોડેલી. સેનાધિપતિએ એની લાશ ઉપર કોરોનરની જ્યુરીને બેસવાની મનાઇ કરી.

## મેકકર્ટન

એક વખત રાત જામેલી. કોર્ક નગરના નગરશેઠ મેકકર્ટનના મકાનમાં સહુ ચુપચાપ સૂતેલાં હતાં. રાત્રીના એક વાગ્યાનો સુમાર હશે. તે વેળા બારણા ઉપર ટકોરા સંભળાયા. બધાં ઝબકી ઉઠયાં. સહુ સમજતાં હતાં કે એ તો પોલીસો અગર સૈનિકો જ હોવા જોઇએ. નગરશેઠ કહે, "હું પોતે બારણું ખોલવા જઇશ." એમના પત્ની કહે, "નહિ જવા દઉં." ત્રાસના એ દિવસોમાં દરેક ઘરનો નિયમ હતો કે મરદોને બારણું ખોલવા ન જવા દેવા. જો જાય તો પહેલ

વહેલા એને જ ઠાર કરી નાખે. એટલે સ્ત્રીઓ જ ઉઘાડવા જાય, કે જેથી મરદોને ન્હાસી છૂટવાનો સમય મળે. પણ આંહી તો, મેકકર્ટનનાં પત્ની દ્વાર ખોલવા પહોંચે તે પહેલાં તો દ્વારને ઠોકી ઠોકીને તોડી પાડવામાં આવ્યું. છ સાત આદમી અંદર ધુસ્યા. એના અંગ ઉપર પોલીસનો વેશ નહોતો. એક જણે બૂમ પાડી, 'પકડી રાખો એ રંડાને.' બાકીના ઉપર ગયા. સીધે સીધા એ તો મેકકર્ટનના ઓરડા ઉપર જ પહોંચ્યા, ને સાદ કર્યો, "કર્ટન, બહાર નીકળ." મેકકર્ટનનાં પત્ની તો નીચે જ ઉભાં હતાં. એણે બચ્ચાંને રડતું સાંભળ્યું, આજીજી કરી કે "મને ઉપર જઇને મારૂં બાળક આંહી લઇ આવવા દો." પણ એને ના પાડવામાં આવી. પછી તો ભડાકા સંભળાયા. મેકકર્ટને પોતાનું બારણું ઉઘાડયું એના હાથમાં એનું ન્હાનું બચ્ચું રમતું હતું. બચ્ચાને ઝુંટવી લેવામાં આવ્યું, એના ઉપર ગોળીઓ છૂટી, એની ખોપરી ગોળીથી વીંધાઇ ગઇ.

બાળક રડતું બંધ થયું. માએ માન્યું કે એને પણ ગોળીએ દીધું હશે. ત્યાં તો ઘાતકો પાછા નીચે આવ્યા, બહાર નીકળી ગયા, અદૃશ્ય થયા. એક બત્તી કરનારાએ જુબાની આપેલી કે એણે એ બધાને પોલીસની બરાકમાં દાખલ થતા જોયા હતા. મેકકર્ટનની બ્હેન પોતાના ભાઇની મદદે દોડી, ત્યાં તો એણે જોયું કે ભાઇની ઘડીઓ ગણાતી હતી. પાગલ જેવી એની પત્ની ઘરની બહાર નીકળી બૂમો પાડવા લાગી કે "ખુદાને ખાતર, કોઇ દાક્તરને બોલાવો, કોઈ પાદરીને બોલાવો, જલ્દી આવો, પ્રભુને ખાતર, મારા ધણીને ઠાર કર્યા છે!" મદદ આવી પહોંચે તે પહેલાં તો શેઠના પ્રાણ નીકળી ગયા.

પોલીસની બરાકો ત્યાંથી માત્ર એક સો કદમ દૂર હશે, અને શું મામલો બની રહ્યો હતો એ સહુને માલુમ હશે. પરંતુ બીજે દિવસ સવારના આઠ બજ્યા સુધી કોઇ પોલીસ ડોકાયો નહિ. પોલીસે આવીને કહ્યું કે "અમે એ નથી કર્યું! એ કામ તો કોઇ સીનફીનરનાં." પણ પૂરાવો તો બહુ સજ્જડ હતો.

એના મુડદા પર જ્યુરીપંચ બેઠું. એ પંચનો મુખ્ય અધિકારી અંગ્રેજ સરકારનો નોકર હતો. પંચની અંદર નગરમાંથી ગમે તે માણસોને લાવીને બેસાડેલા. બ્રીટીશ તાજ તરફથી નીમાયેલો પ્રતિનિધિ દેશનો સર્વોત્તમ વકીલ હતો, સીનફીનના વિરૂદ્ધનો–યુનીઅન પક્ષનો એ આદમી હતો, સજ્જન હતો. જ્યારે પુરાવા ઉપરથી ચોકસ ઠર્યું કે ખુન પોલીસે કર્યું છે, ત્યારે એ વકીલના અંતરમાં એટલો આઘાત થયો કે, હજુ તો જુબાની અધવચ્ચે જ પહોંચેલી ત્યાં તો અચાનક કહીને ચાલ્યો ગયો, કે "મારે કામ છે." જતાં જતાં એણે અદાલતને સંભળાવ્યું કે "હું તાજનો ચાકર બનીને આવ્યો છું, એટલે તમે કદાચ મારાં વચનોમાં ઇતબાર નહિ મૂકો, પણ મહુમના પરિવારને માટે મ્હારૂં અંતર દાઝી રહ્યું છે." એ ગયો. થોડી મુદતમાંજ એણે પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. પંચે ફેંસલો આપ્યો કે "શેઠનું પોલીસોએજ અતિઘાતકી રીતે અને ઇરાદાપૂર્વક ખુન કર્યું છે. આ ખુનની પેરવી રચનાર આયરલાંડની સરકારી પોલીસ, અને એ આજ્ઞા દેનાર અંગ્રેજ સરકાર. અમે ચુકાદો આપીએ છીએ કે આ ઇરાદાપૂર્વકના ખુનના અપરાધી નીચેના માણસો છે. ઇંગ્લાંડનો વડો પ્રધાન, ડેવીડ લોઈડ જ્યોર્જ, આયરલાંડનો લોર્ડ લેફ્ટેનન્ટ લોર્ડ ફ્રેંચ, આયરલાંડનો મુખ્ય મંત્રી મેકફરસન, આયરીસ પોલીસખાતાનો અધિકારી જનરલ

સ્મીથ, જીલ્લા ઈન્સ્પેકટર કલેરન, તાલુકા ઇન્સ્પેકટર સ્વેનજી, અને પોલીસ ખાતાના કેટલાક અજાણ્યા શખ્સો."

## બહાદુર મેકસ્વીની

મેકકર્ટનનું ખુન થયા પછી તો કોર્ક નગરની નગરશેઠાઈ ઉપર બેસવું એ જીવ સટોસટની રમત ખેલવા જેવું હતું. એ લોહીથી ખરડાયેલા આસન ઉપર સરકારી છૂરી લટકી રહી હતી. છતાં એ ખાલી ન રહ્યું. એક મહા બળાશાળી જીવા-ત્મા તૈયાર થતો હતો.

એનું નામ મેકસ્વીની. બહુ જ મધુર કવિતા રચનારો એ કવિ હતો. એટલું બધું સુકુમાર એનું હૃદય હતું કે પોતાના કટ્ટા શત્રુને પણ કદી એણે એક કડવું વેણ પણ નથી કહ્યું.

એનો દોષ એકજ. આયરલાંડની પ્રજાએ સ્થાપેલું જે પ્રજા-સત્તાક રાજ-શાસન, તેના સૈનિક તરીકેનો યુનીફોર્મ એણે પહેરેલો, વોલંટીયરોને એકઠા કરી તાલીમ આપેલી. અંગ્રેજ સરકારે એ અપરાધ બદલ મેકસ્વીનીને ૧૯૧૫માં પહેલીવાર કારાગૃહમાં મોકલ્યો.

૧૯૧૬ના મે માસની ૩ જી તારીખે એને ફરીવાર પકડ-વામાં આવ્યો. પાછો છોડવામાં આવ્યો. ત્રીજી વાર ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૨મીએ પાછો પકડાઇને ચાર મહિનામાં મુકત થયેલો. ચોથી વાર ૧૯૧૮ના માર્ચમાં, અને પાંચમીવાર છૂટીને જયાં એ જેલના દરવાજાની બહાર નીકળ્યો ત્યાં જ એને જર્મન કાવતરામાં ભાગ લેવા બદલ ઉઠાવી ગયા. ૧૯૧૯માં બધા આગેવાનોની સાથે એ પણ છૂટયો.

છૂટીને હજુ તો પોતાનાં તાજાં લગ્નની ચંદ્ર-રજની ચાલતી હતી ત્યાંજ મેકકર્ટનના ખુનના સમાચાર મળ્યા, આવીને

એણે એ આસન સંભાળ્યું. સવારના ૧૦થી રાતના ૧૦ વાગ્યા સુધી એ મ્યુનીસીપલ હોલમાં બેસી લખ્યા કરતો, હુકમો આપ્યા કરતો, અને બપોરે પોણો કલાકજ ખાવા માટે ઘેર જતો.

૧૯૨૦ના ઓગસ્ટની ૧૨ મી તારીખે રાત્રીએ આઠને ટકોરે મ્યુનીસીપલ ઓફીસ પર પોલીસનો હુમલો આવ્યો. મેકસ્વીની અને એના દશ સાથીઓ ગિરફ્તાર થયા. લોકોની પંચાયતને વિખેરી નાખી. અદાલતમાં એનો મુકર્દમો ચાલ્યો.

પોતાનો કોઇ વકીલ છે કે નહિ, એ સવાલ પૂછાતાં પોતે જણાવ્યું:—

"આપની આ કેસ ચલાવવાની કાર્યવાહી વિષે મારે બે શબ્દ કહેવા છે. હકીકત એ છે કે હું કોર્કનો નગર શેઠ અને મુખ્ય ન્યાયાધીશ છું. હુ જાહેર કરૂં છું કે આ કોર્ટ ગેરકાયદેસર છે, અને જેઓ એના કામકાજમાં ભાગ લે છે, તેઓ આયરલાંડની પ્રજાકીય સરકારના કાયદા મુજબ પકડાવાને ફરે છે."

ફરીથી પૂછવામાં આવ્યું : "તમને કોર્ટના ન્યાયાધીશો પ્રત્યે વાંધો છે?"

લોર્ડ મેયરે જવાબ આપ્યો:

"મેં કહ્યું તેમાં બધાનો જવાબ આવી જાય છે."

વળી ફરીથી પોતાનો કેસ રજૂ કરવાની માગણી થતાં, લોર્ડ મેયરે જણાવ્યું:

"આપને અંગત કંઇ પણ કહેવાની મારી ખ્વાહિશ નથી, છતાં હું આપને જણાવું છું કે આપ મને સવાલો પૂછીને ગુન્હો કરી રહ્યા છો."

"આપને જે કાંઇ કેફીઅત રજૂ કરવી હશે તે લખી લેવામાં આવશે."

" હું બોલું છું તેમાંથી એક અક્ષર પણ લખવાની જરૂર નથી. એ તો આ કાર્યવાહીને અગત્ય આપી ગણાય."

સારજન્ટ મેજર બેઇલીએ પોતાની જુબાનીમાં જણાવ્યું કે:

" મેં એમનો પટો કાઢવા માંડયો. એમણે કહ્યું કે: 'પટો નીકળતાં પહેલાં તો મારો જાન નીકળશે.'

" તો તમે પટો ન કાઢયો કે?"

" પટા સિવાય, સાહેબ! બધું કાઢયું."

આ પછી સરકારી પ્રોસીક્યુટરે પોતાનો પક્ષ રજૂ કર્યો, અને તે પૂરો થયો એટલે પ્રેસીડન્ટે નગરશેઠને પૂછયું, " તમારે કાંઇ કહેવું છે?" લોર્ડ મેયર જવાબ આપવા પોતાની જગ્યાએથી ઉભા થયા એટલે પ્રેસીડેન્ટે કહ્યું,

" મેકસ્વીની, બેસીને બોલો."

" મને ઉમેદ છે કે આ કાર્યવાહી પૂરી થાય ત્યાં સુધી તો હું મારા પગ પર ઉભી શકીશ, અને પછી શું થશે એની મને પરવા નથી. જો હું એક માત્ર ખાનગી વ્યકિત હોત તો હું આપને એક શબ્દ પણ કહેવાની જરૂર ન જોત. પણ હું જે હોદ્દો ધરાવું છું, તે હોદ્દાની રૂઇએ મારે આપને બતાવી દેવું જોઇએ કે આપ ઉપરી અમલદારોની સલાહથી વર્તો છો એથી આપની જવાબદારી રતિભાર ઓછી થતી નથી......"

આ પછી ૧૫ મિનીટની રજા પડી અને તે દરમ્યાન મેકસ્વીનીનાં પત્નીએ સ્વામાની સાથે ગેલીક ભાષામાં વાતચીત કરી. તે પછી પ્રમુખે જાહેર કર્યું, કે તહોમતદારને પહેલા આરોપ માટે છોડી મૂકવામાં આવે છે, અને બીજા, ત્રીજા ને ચોથા આરોપ માટે ગુન્હેગાર જાહેર કરવામાં આવે છે

મેકસ્વીનીએ કહ્યું: "હું જણાવવા ચાહું છું કે આપ આ સજાની જે કાંઇ મુદત ઠરાવશો એનો મેં પહેલેથી જ હદ બાંધી દીધી છે. મેં ગુરૂવારથી જ ખાવાનું છોડી દીધું છે અને એથી હું એક મહિનામાં જ છૂટો થઇ જવાની ઉમેદ રાખું છું."

"એટલે શું સજા થતાં તમે ખોરાક લેવાની ના પાડશો?"

"હુ તો માત્ર એટલું જ કહું છું કે આપની સરકાર ગમે તે કરે, મેં તો મારે મારી સજાની શરતો નક્કી કરી દીધી છે. એક મહિનામાં હું, જીવતો કે મૂઓ, છૂટો થઇશ."

છેવટે નગરશેઠને ૨ વર્ષની સજા કરવામાં આવી.

## બ્રિટીશ જેલ

બુધવારે તા. ૧૮ મીએ પરોડીએ ચાર વાગ્યે મેકસ્વીનીને લંડન લાવી બ્રિકસ્ટન જેલના અધિકારીને હવાલે કર્યો. એ જાણતો હતો, કે એને છોડે, તો સરકારને બધા કેદીઓને છોડવા પડે તેમ હતું, અને સરકાર તેમ કરવા તૈયાર નહોતી. છતાં એનો નિશ્ચય ડગ્યો નહિ. આયરલાંન્ડની સ્વતંત્રતાની ખાતર પોતાના જીવનની પળે પળ આપવાનો એણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

## અપવાસ અને મૃત્યુ

મેકસ્વીનીને બ્રિકસ્ટન જેલમાં લાવ્યા, ત્યારે એને સાત દિવસના અપવાસ થઇ ચુકયા હતા. હવે ચાલવાની તેનામાં બીલકુલ શક્તિ ન હતી. આથી એને જેલની ઇસ્પીતાલમાં દાખલ કર્યો. ઇસ્પિતાલના જે વોર્ડમાં મેકસ્વીનીને રાખ્યો તે ૪૦ ફુટ પહોળો અને ૬૦ ફુટ લાંબો હતો. ૧૯૧૬ માં રોજર કેસમેન્ટને આજ વોર્ડમાં રાખેલો. વોર્ડમાં ૭ ખાટલા હતા.

ડાબા હાથના ખુણામાં, એક ખાટલામાં મેકસ્વીની સૂતો. બીજા બધા ખાટલા ખાલી હતા. શુક્રવારે ૨૦ મી તારીખે મેકસ્વીનીનાં સ્ત્રી અને બ્હેન તેને મળવા આવ્યાં. સાથે પાદરી ડોમીનીક પણ હતા. મેકસ્વીનીમાં હવે બેઠા થવાની શક્તિ નહોતી. ખાટલામાં રહ્યાં રહ્યાં જ એણે તેમનું સ્વાગત કર્યું, મરવાને માટે તે તૈયાર હતો પણ અધીરો થયો નહોતો. મરતાં પહેલાં આયરલાંન્ડને સ્વતંત્ર જોવાની-દુનિયાના બીજા દેશોના વાવટાઓની સાથે આયરલાંડના વાવટાને પણ ઉડતો જોવાની તેને હોંશ હતી. પથારીમાં પડ્યાં પડ્યાં જીવવું એને માટે સુખપ્રદ નહતું, છતાં એના જીવવાથી આયરલાંન્ડને લાભ હતો એ તે જાણતો. એટલે જ છેવટના શ્વાસ પર્યંત એણે પોતાનું જીવન આયરલાંન્ડને અર્પણ કર્યું હતું.

દિવસો જતા ગયા તેમ એનું શરીર ધીરે ધીરે ક્ષીણ થતું ચાલ્યું. કાનમાંથી પરૂ વહેવા માંડ્યું, અને આખો દિવસ પથારીમાં ચતાપાટ સૂઇ રહેવાથી પગ અને શરીરના બીજા અંગોમાં લોહી ફરતું બંધ થયું. વખત જતાં ખભા પર અને પીઠમાં એને ચાંઠાં પડયાં અને ઘુંટણોમાં લોહી સૂકાઇ જવાથી સાંધાઓ ઝકડાઇ ગયા. આને લીધે પગ વળતા નહિ અને પાસું ફેરવાતું નહિ. એટલે ચોવીસે કલાક એમ ને એમ નિશ્ચેષ્ટ, હાલ્યાચાલ્યા વિના ઇસ્પિતાલની છત સામે એકસરખી નજર માંડી સૂતા રહેવું પડતું. દિવસો બહુ ગયા તેમ જીવનબળ નિસ્તેજ થયું; છાતીમાં શૂળ અને માથાના ચસકા શરૂ થયા, અને કાન બહેરા થવા લાગ્યા. ધીરે ધીરે આંખે પણ ઝાંખી વળવા લાગી અને માણસ પાસે આવે તોયે

ઓળખવું મુશ્કેલ થઇ ગયું. ઇસ્પિતાલના ડાક્ટરો પાસે આવી સમજાવવા લાગ્યા કે 'જીવતો નર ભદ્રા પામે'! બે વરસ તો ઝપાટામાં ચાલ્યાં જશે અને બહાર નીકળીને તો આયરલાંન્ડની કેટલીયે સેવા બજાવી શકશે! પણ એથી મેકસ્વીનીનો નિશ્ચય ચળ્યો નહિ. એ તો માત્ર તેઓ જે કહે તે મુંગે મ્હોંએ સાંભળ્યા કરતો. ઇસ્પીતાલમાં પાદરી ડોમીનીક પ્રભુની પ્રાર્થના કરાવવા તેની પાસે આવતા, ત્યારે તે કોર્કની જેલમાં હતા તેની અને બીજા જુવાનોની વાત કાઢતો. આટલા દુઃખમાં પણ તે તેમને ભૂલ્યો નહોતો. તેમનું નામ દેતાં તેના મ્હોં પર નૂર છવાઇ જતું, અને તે ફાધરને ખભે હાથ મૂકી કહેતો: "જ્યાં સુધી આપણી પાસે આવા જુવાનો છે, ત્યાં સુધી કાંઇ બ્હીવાનું નથી. અંગ્રેજો કરતાં—દુનિયામાં પ્રતિષ્ઠિત ગણાતા આ ડાકતરો કરતાં તેઓ હજાર દરજ્જે ઉંચ્ચ છે."

દરરોજ પાદરી ડોમીનીક તેની પથારી પાસે ઘુંટણીએ પડી ભુની પ્રાર્થના કરતા અને મેકસ્વીની એ પરમકૃપાળુ પ્રભુના ણુ ગાતો, કે એણે એની પર મહેરબાન થઇ એની સમક્ષ ાજર થવાને આટલા બધા દિવસની તૈયારી કરવાનો વખત ાપ્યો હતો. થોડા દિવસ ભૂખ્યા રહ્યા પછી ખાવાની ઇચ્છા રી જાય છે, એવો કેટલાક લોકોનો અભિપ્રાય છે. વૃદ્ધ મીનીકે મેકસ્વીનીને પૂછયું કે "તમને ખાવાની ઇચ્છા ય છે કે?" તેણે જવાબ આપ્યો: "ચ્હાના એક પ્યાલા ટે હું ૧૦૦૦ પાઉંડ આપવા તૈયાર છું."

છેવટના દિવસોમાં જેલના અધિકારીઓએ મેકસ્વીનીની બ્હેનોને જેલમાં આવતી બંધ કરી, એટલે વૃદ્ધ ડોમીનીક ાથે મેકસ્વીની બધો વખત પ્રભુપ્રાર્થના કરતો, ઇશ્વરના ધ્યા-

નમાં નિમગ્ન થઇ રહ્યો. ધીરે ધીરે આ જગતનું ભાન ભૂલાવા લાગ્યું, અને એની એ સમાધિમાં એ બેશુદ્ધ થઇ ગયો. ડાક્તરે તે પ્રજાના આત્માના ઉંડા મંથનકાળમાં જે વ્રતો લેવાયાં હોય તેનો મહિમા ક્યાંથી સમજે? એમણે મેકસ્વીની બેશુદ્ધ હતો ત્યારે નાકવાટે નળી મૂકી દૂધ રેડયું! મેકસ્વીનીનો ઉગ્ર આત્મા આ અત્યાચાર સહન કરી શકે એમ ન હતું. એટલે શુદ્ર લોકોના પ્રયત્નને તરછોડતો એ આ જગતથી દૂર જઇ વસ્યો. તા. ૨૫ મી અકટોબરને સોમવારે ટેરેન્સ મેકસ્વીની ૭૪ દિવસને અપવાસ કરી બ્રિટિશ કારાવાસમાંથી મુકત થયો, અને પોતાનં અને પોતાના દેશની અમર કીર્તિ જગતની આગળ મૂકતો ગયો.

એનું મૃતશરીર બ્રિટિશ સરકારે લશ્કરી પહેરા નીચે કોર્કમાં પહોંચાડયું. બીજે દિવસે એ મ્યુનિસિપલ હોલમાં ખુલ્લું મુકવામાં આવ્યું અને કોર્કના તમામ સ્ત્રીપુરૂષો અને બાળકો પોતાના નગરશેઠ અને સર ન્યાયાધીશનાં છેલ્લાં દર્શન કરવા હારબંધ, એક પછી એક, બારણેથી દાખલ થયાં. મૃત શરીરનાં દર્શન કરી, કૃતાર્થ થઈ બીજે બારણેથી બહાર નીકળ્યાં. તા. ૩૧ અકટોબરને રવિવારે કોર્કના બીજા નગર શેઠ ટેરેન્સ મેકસ્વીનીનું પહેલા નગરશેઠ ટોમસ મેકકર્ટનની કબર પાસે જ દફન કરવામાં આવ્યું. આજે તે બન્ને કબરો કોર્કના કબ્રસ્તાનમાં આયરલાંન્ડની પ્રજાના નિશ્ચયની પ્રતિમા સમી ઉભી છે, અને જોનાર પથિકને બ્રિટિશ સલ્તનતના જુલમની યાદ આપે છે.*

**લીમરીકના બે નગર શેઠ ઓ કાલેઘન અને કલેન્સી**

એ બન્નેના ઘર ઉપર રાત્રીયે ધાડ જાય છે. બારણાં ઉઘડવાનં

---

* યુગધર્મમાંથી લીધેલું આ વૃતાંત છે.

સાથે જ બન્નેની છાતી ગોળીથી વીંધાય છે. કલેન્સીની પત્ની પોતાના પતિને બચાવવા દોડી, એને પણ જખ્મી કરીને પૃથ્વી પર ઢાળી દેવામાં આવી. જ્યારે જાહેર થયું કે આ ખૂન કરનારા બીજા કોઇ નહિ પણ પોલીસજ છે, ત્યારે કિલ્લાની અંદરથી સરકારે જાહેર કર્યું કે એ બન્ને સર્જનોને તો સીનફીનરોએ જ માર્યા હશે, કારણ કે એ બન્નેના સિદ્ધાંતોમાં જરા વધુ પડતું વિનીતપણું હતું !

એ કાલેઘનની પત્નીએ જાહેર કર્યું કે હું મારી જુબાની આ ઇન્સાફનો દંભ કરનારી લશ્કરી અદાલતોમાં નહિ આપું. મારા દેશબંધુઓની ન્યાયમંડળી સમક્ષ જ આપીશ.

## પાદરીઓનાં ખૂન

ચોકીવાળાઓ એક રસ્તા પર ચાલ્યા જાય છે. થોડે જતાં ૭૩ વરસનો એક બુઢો પાદરી અને એક ખેડુ એ બે જણા મળે છે. ચોકીદારોનો ઉપરી રીવોલ્વર તાકીને વૃદ્ધ પાદરીને ઘુંટણ પર બેસાડે છે. પા કલાક સુધી એના શરીરની જડતી લે છે. અને પછી રીવોલ્વર છોડે છે. વૃદ્ધ ધર્મગુરૂની ખોપરી ફાટી પડે છે. એના સાથીને પણ ગોળીબારથી ઘાયલ કરે છે. પણ એ ધોળે દહાડે, એટલા બધા સાક્ષીઓની સમક્ષ કરેલ ખૂનની બીના છુપાવવી શી રીતે? એ અમલદાર ઉપર લશ્કરી અદાલત મુકર્દમો ચલાવવા બેસે છે. અને ચુકાદો આપે છે કે "એ અમલદારનું તો ભેજું ચસકી ગયું છે "!

ફાધર ગ્રીફીન નામનો એક યુવાન પાદરી એક દિવસ સંધ્યાકાળે એક બિછાને પડેલા દર્દીને દુવા દેવા ગયો હતો. તે પાછો આવ્યો જ નહિ. થોડાં અઠવાડીયાં બાદ એનુ મુડદું એક ખાડામાંથી મળી આવ્યું !

## લેખકના ઘર ઉપર ધાડ

એક લેખકનું એ મકાન હતું. સરકાર એ આદમીની પાછળ પડેલી. એક રાત્રીએ એની પત્ની એકલીજ પોતાનાં ત્રણ ન્હાનાં બચ્ચાંની સાથે ઘરમાં સૂતેલી. બારણા પર ખખડાટ થયા. બાઇએ રાત્રીનો પોશાક પહેરેલો. એ બેબાકળી બનીને બારણું ખોલવા દોડે છે, અંદર ઉભી ઉભી આજીજી કરે છે કે મને વસ્ત્રો પહેરવા જેટલો જ વખત આપો. બહારથી સિપાઇઓ ઉત્તર આપે છે કે "જહાનમમાં જાય તારાં વસ્ત્રો, ખોલ જલ્દી. નહિ તો બારણાં તોડી નાખીશું." બારણું ઉઘડે છે. શરમીંદી બનેલી એ બાઇને બાજુ પર ધકેલી પોલીસ ઉપલે માળે ચડે છે, એની બંદુકો ઉપર નાગાં સંગીન ઝબૂકે છે. એક સોલ્જર નશામાં ચકચુર છે. અને બીભત્સ બોલી રહ્યો છે. બાઇને નીચે પકડી રાખી છે. ઘરમાં જડતી ચાલુ છે. બાઇ કહે છે કે મ્હારાં બચ્ચાં પાસે મને જવા દ્યો! વિનવે છે, કરગરે છે, પણ વ્યર્થ! જડતી લેનારાઓએ આખું ઘર ફેંદી નાખ્યું. ભાંગી ફોડી નાખ્યું. કાંઇ હાથ આવ્યું નહિ. માફી પણ માગ્યા વિના સોલ્જરો ચાલ્યા જાય છે.

## લેખકોનાં ખૂન

સ્કેફીંગ્ટન નામનો એ મશહુર લેખક અને વકતા હતો. સદા સુલેહનો જ હિમાયતી હતો. ૧૯૧૬ના બળવાના સપ્તાહમાં જે જગ્યાએ ખુનામરકી ચાલી રહી હતી, ત્યાં જઇને એણે ઝખ્મી અંગ્રેજ સિપાહીઓને ઉગારી લીધેલા. એના ઉપર કશો આરોપ નહોતો. એક લશ્કરી અમલદારની આજ્ઞા થઇ એટલે એને ઉડાવી દેવામાં આવ્યો. વડા પ્રધાન એસ્કવીથે એની વિધવાને આજીજી કરી કે "તું જો ચુપચાપ રહે તો

તને ચાલીસ હજાર ડોલર આપું." એ આયરીશ વિધવાએ ઉત્તર વાળ્યો, કે "માફ કરો, મહારાજ!"

## બંદીખાનામાં બલાત્કાર

ટોમસ આશે નામનો સુવિખ્યાત આદમી આયરીશ જબાનને અને આયરીશ સંગીતને જગાડવાની જ પ્રવૃત્તિ કરતો. અમેરીકા એના ઉપર આફ્રીન હતું. એણે લગારે રાજ્યદ્વારી ચળવળ કરી નહોતી. એને બંદીખાને ઘસડયો. બંદીખાનામાંથી એનો ખાટલો બિછાનું અને બુટ બધું ઝુંટાવી લેવામાં આવ્યું. બે દીવસ અને બે રાત કડકડતી થંડીમાં એ જમીન ઉપર થરથર્યો. એ ઘાતકી આચરણની સામે બંદીવાને ઉપવાસ આદર્યા. પાંચ દિવસના ઉપવાસથી દુર્બળ બની ગયેલા એ શરીરમાં જબરદસ્તીથી અનાજ નાખવાની ક્રૂર કોશીશ થઇ. પછી એને અંધારા ભંડકીયામાં પૂરવામાં આવ્યો. ગુંગળાઇને એના પ્રાણ નીકળી ગયા. પંચે ફેંસલો લખ્યો, જેમાં લખેલું કે "આ ઘાતકી વર્તન કરનાર ડેપ્યુટી ગવર્નર, અને એને આજ્ઞા દેનાર સરકારનું જેલખાતું, કે જેણે જુબાની આપવાની ના પાડી." ચાલીસ હજાર પ્રજાજનો એ પોતાના વહાલા બંધુને દફન કરવા નીકળ્યા. આયરલાંડના રોષનો પાર ન રહ્યો.

'પીઅર્સ' મેકેન નામના નાયકને ૧૯૧૮ની ચુંટણીને ટાણે, બીજા ૮૯ અગ્રેસરોની સાથે ઇંગ્લાંડ ઉપાડી જવામાં આવ્યો. નવ મહિના સુધી એ સડયો. પણ ન તો ગુન્હો માલુમ પડયો, ન તો મુકર્દમો ચાલ્યો. કદાવર એનું શરીર, ઉચ્ચ એનું શિક્ષણ અને નિષ્કલંક એનું ચરિત્ર. એને તાવ લાગુ પડેલો. જેલના ડાકતરે સરકારને વારંવાર અરજી કરી કે, "બંદીવાનને બહાર દવાખાનામાં નહિ લઇ જવામાં આવે તો એનો જીવ

જશે." સરકારી અમલદારનું રૂંવાડું પણ ન ધગ્યું. એ મરી ગયો. એની મા એનું મુડદું લેવા આવી. ડાકતરે એ ડોશીને કહ્યું, " હું અંગ્રેજ છું, શું મ્હોં લઇને હું તમને કહું ? માતા, તમારા બેટાને મારી સરકારે જ મારી નાખ્યો છે."

## વૃદ્ધો અને બાલકોનાં ખૂન

સાઠ વરસનો એક બુઢ્ઢો નગરજન, નામે માઇકલ રાઇસ, જેને ઘેર અગીઆર ન્હાનાં બચ્ચાં હતાં—તેને આંગણે એક દિવસ સૈનિકો આવીને ઉભા રહ્યા અને ઘર ખાલી કરવાનો હુકમ કર્યો. તેણે એ હુકમ સ્વીકારવાની ના પાડી. બંદુક તાકીને સોલ્જર બોલ્યો કે " લઈ લે, નહિ તો ઠાર કરૂં છું." બુઢ્ઢો અડગ રહ્યો, બીજીજ ક્ષણે એ ગોળીથી વીંધાયો. એનો જુવાન પુત્ર બાપની મદદે દોડયો. માએ ના પાડી, સોલ્જરે એને પણ વીંધી નાખ્યો. ભોંય પર અર્ધ બેભાન પડેલા બુઢ્ઢાને ફરીવાર ગોળીઓ વાગી. બન્નેના પ્રાણ ગયા. સરકારે આ વાતની તપાસ પણ ન કરી. છાપખાનાંઓના સરકારી અધિકારીએ આ મામલાની બીના બહાર પાડવાની જ મનાઇ કરી.

૧૯૧૯ના જુનની ૧૬મી તારીખે, ત્રણ હજાર સોલ્જરો મશીનગનો, દારૂગોળાની ગાડીઓ અને વિમાનો લઇને છૂટયા. એક પ્રદેશના ગામડા ઉપર ફરી વળ્યા. ઉપર વિમાન ઉડતું હતું. નીચે હથીયારબંધ બટારાઓ દોડતા હતા, એક એક ઘરની જડતી લેવાતી હતી. રાત્રીએ સ્ત્રીપુરૂષોને નગ્ન કરીને બિછાનામાંથી બહાર કાઢવામાં આવતાં હતાં. સરકારે આ બીનાને બહાર પડવા ન દીધી.

નિર્દોષ મરદો અને ઓરતો ઉપર ગોળીઓ વરસાવીને

ચાલ્યા જતા સોલ્જરો શું ગાતા હતા? એ ગાતા હતા, પેલું યશસ્વી ગીત.

Rule, Britannia, rule the waves

(રાજ્ય કરો, મા બ્રીટાનીયા, સાગર પર સદા રાજ્ય કરો.)

## ધાડ ૧૯,૪૨૩

૧૯૨૧ના મે મહિનાની ૧લી તારીખ સુધીમાં તો એવી મધરાતની ધાડો ૧૯,૪૨૩ની સંખ્યાએ પહોંચી હતી. અંગ્રેજ પાર્લામેન્ટની અંદર એકંદર ધાડોનો આંકડો પૂછનારા એક સભાસદને સરકારે સંભળાવ્યું કે "પોલીસને એથી એટલી બધી તકલીફ પડશે કે હું તેને આ તપાસ કરવાનો હુકમ ન કરી શકું!"

## કુમારિકાઓનાં અપમાન

કેળવણીખાતાની આર કુમારિકા શિક્ષિકાઓ કોર્ક નગરમાં એક બ્હેનપણીને ઘેર રહેતી હતી. એક રાત્રીએ અંગ્રેજ સૈનિકો અને ત્રણસો કોન્સ્ટેબલો આવી પહોંચ્યા. હુકમ કર્યો કે 'બહાર નીકળો!' શયનના અધુરા પોશાકભેર એ રમણીઓને બહાર કાઢી. સોલ્જરોએ એનાં બિછાનાંની અંદર બંદુકનાં સંગીનો ઘોંચ્યાં, બારી પરના પડદા ચીરી નાખ્યા, ઘરનાં વાસણો ફોડયાં, કુમારિકાઓનો સરંજામ બારીમાંથી બહાર ફેંક્યો. અને એ મકાનને અસ્તવ્યસ્ત કરીને ચાલ્યા ગયા. એ બધું થઇ રહ્યું હતું તે દરમ્યાન એ અર્ધનગ્ન કુમારિકાઓને જાહેર રસ્તા ઉપર ઘેરીને સોલ્જરો ઉભા ઉભા બીભત્સ શબ્દો સંભળાવી રહ્યા હતા.

## ૮૦ વર્ષની બુઢ્ઢી

આયરીશ પાર્લામેન્ટના એક સભાસદની માતા પોતાની એક દીકરી અને પંદર પંદર વરસના બે પૌત્રોની સાથે પોતાના મકાનમાં રહેતી. રાત્રીના ત્રણ વાગે એક ઇન્સ્પેકટર અને એક પોલીસ દારૂમાં ચકચુર બનીને આવ્યા. બંદુક તાકીને ડોશી શયનગૃહની બહાર કાઢી, પથારીને ફેંદી નાખી, પણ કાંઇ નીકળ્યું. એનો પૌત્ર આવીને પોલીસને કહેવા લાગ્યો કે "મા માને શા માટે કનડો છો ?" પોલીસે જવાબ દીધો, "બહાર ચાલ્યો જા. નહિ તો હાથમાં બેડીઓ પડશે."

## અંગ્રેજ સરકારનો વફાદાર

ડબ્લીનનો એક માજી નગરશેઠ કલ્પાંત કરે છે કે પરોડીયે ચાર વાગે મારે ઘેર અંગ્રેજ સોલ્જરો આવ્યા, પીસ્તોલ બતાવતા બતાવતા અંદર પેઠા, ઉઘાડાં સંગીનવાળા બે બંદુકધારી સોલ્જરોની વચ્ચે મને ઊભો રાખ્યો, મ્હારાં બચ્ચાં અને મારી કામવાળી બાઇઓ જે ઓરડામાં સૂતેલાં, ત્યાં હાથમાં પીસ્તોલ રાખીને જડતી લીધી. આખું ઘર ફેંદી નાખ્યું. આખરે સોલ્જરો ખાલી હાથે ચાલ્યા ગયા. ૧૯૧૧ માં બાદશાહી ખાણામાં હું શહેનશાહનો માનવંત મિજબાન બનીને ગયો હતો. સમ્રાટ મને મુલાકાત આપતા. એવો સામ્રાજ્યનો હું ભક્ત ! –તેની પણ આ હાલત થાય છે. આજ મારા દેશ ઉપર કોઇ પાગલનું રાજ્ય ચાલે છે.

## ગિરફ્તારી. ૬,૧૫૭

૧૯૧૯ થી ૧૯૨૦ ના મે મહિનાની પહેલી તારીખ સુધીમાં કુલ ૬,૧૫૭ માણસોને બંદીખાને ઉપાડી જવામાં આવ્યા. આયરલાંડની હાલત તપાસવા આવેલી સમિતિ રજુ કરે છે કે,

(૧) સેંકડો મરદોને તથા ઓરતોને, કશો આરોપ મેલ્યા વગર, અધમમાં અધમ બંદીખાનાંની અંદર મહિનાના મહિના સુધી પૂરી રાખવામાં આવ્યા.

(૨) બંદીખાનામાં ગુજારેલા જુલ્મને પરિણામે ઓછામાં ઓછા પાંચ માણસોએ જાન ગુમાવ્યો.

(૩) બંદીવાનોને સાંકડાં ભંડકીઆમાં જ પૂરાય છે, એના હાથને પછવાડેથી દિવસ રાત હાથકડી જડેલી હોય છે. આ હાલતમાં એને જેલના નોકરો ખવરાવે છે. કુદરતી હાજત પૂરી કરવા તેઓને જવા દેતા નથી. એમનાં વસ્ત્રો બગડી રહે છે, ગંધાઇ ઉઠે છે. એજ વસ્ત્રભર એને સૂવાડવામાં આવે છે.

(૫) જ્યાં એક માણસ પણ ન સમાય, એવાં ભંડારીઆંમાં એક સામટા કેદીઓ પૂરાય છે. એને ખાટલો નહિ, બિછાનું યે નહિ, ભોંય ઉપર સૂવું પડે. પાણીની સગવડ તો હોય નહિ, મોરી યે નહિ, ઝાડો પેશાબ જમીન પર રેલાય, એમાં જ કેદી સૂવે.

(૬) બંદીવાનને એકલો પૂરે છે, એ તો મહા ભયાનક બીના છે. કેટલા યે કેદીઓને તો જેલમાંથી પરબારા ગાંડાંની ઇસ્પીતાલમાં ઉડાવી જાય, ત્યાં એના ઉપર એવાં વીતકો વીતાડે કે ઘણા પાગલ બની જ જાય. રાજ્યદ્વારી કેદીઓને હંમેશાં રાત્રીયે તેઓ ભર ઉંઘમાં સૂતેલા હોય તે વેળા ઘરના બિછાનામાંથી જ ઉડાવી જવાનો એ લોકોનો નિયમ છે. મરદો અને ઓરતો બન્નેને ઉડાવી જાય. બચ્ચાંને પણ ન છોડે. ગયે વરસે અગીઆર વરસના એક બાળકને લઇ ગયેલા. બે મહિના સુધી તો એના માબાપને કહેવામાં પણ ન આવ્યું

કે બાળકને ક્યાં રાખ્યો છે. ત્યાર પછી એક તેર વરસના બાળકને પણ ઉઠાવ્યો, એનાં માબાપને લગાર પણ ખબર ન દીધા. બીજી બાજુ સીત્તેર વરસ ઉપરની ઉમ્મરના ડોસાઓને પણ વિના મુકદ્દમે જેલમાં ગોંધી દેવામાં આવે, એને માથે દુઃખનાં ઝાડ ઉગે. સામાન્ય માણસનું તો શું કહેવું? વિલાયતની પાર્લામેન્ટના એક વખતના સભાસદ લોરેન્સ ગીનેલને, એ ચુનંદા બારીસ્ટરને, પણ ઉઠાવ્યો હતો. સત્તર રમણીઓને કેદ કરી લઇ ગયા, અને તે કયા અપરાધે?–અપરાધ તો એ કે તેઓ આયરીશ ભાષા બોલતી, અગર દેશનાયકોને માટે ફાળા ઉઘરાવતી!

એક જણને તો સોલ્જરોની સામે તિરસ્કારથી સીટી વગાડવા બદલ એક મહિનાની સજા પડી! ટોમસ ઓરેલી નામના એક જણને તો " સૈનિકોનું ગીત " ગાવાના ગુન્હા બદલ એક મહિનાની ટીપ મળી. બાલિકાઓને પણ દેશ–ગીતો ગાવા બદલ પૂરેલી. એજ ગુન્હાને પરિણામે એક આદમીને બે વરસની સખ્ત મજુરી મળી. મેરી મેક મેનસ નામની બાળાનો ભારે દંડ થયો. કારણ કે એ એક લડાઇ અગાઉનું પુરાણું ગીત વેચતી હતી.

કેટલાક બંદીવાનોએ કહ્યું કે "અમને ભલે પૂર્યા, પણ તમારી સત્તા અમને મંજુર નથી." એટલું બોલવા ખાતર જ તેઓની સજા બમણી કરી નાખવામાં આવી!

## સિપાહીનો એકરાર

એક શિક્ષકની પાસે રીવોલ્વર હોવાને કારણે એને પકડ્યો. મુકદ્દમો ચલાવવા લશ્કરી અદાલત બેઠી. એક સિપાઇએ નીચે પ્રમાણે જુબાની આપી.

વકીલ:—કેદીને તમે બેલીંગહામ થાણાની જેલમાં લાવ્યા તે ખરૂં કે?

સિપાહી—હા, જી.

વકીલ—એને પૂરેલો તે કોટડી નવ ફુટ લાંબી અને ત્રણ ફુટ પહોળી છે એ વાત ખરી કે!

સિપાહી—ત્રણ નહિ, પણ સાડા ત્રણ.

વકીલ—કોટડીમાં એકેય બારી નથી અને નીચે પત્થરની લાદી છે. ખરૂં?

સિપાહી—એક તરડ છે, બારી તો નથી.

વકીલ—એમાં કાંઈ સૂવા બેસવાની સગવડ છે?

સિપાહી—લાકડાનું એક પાટીયું છે.

વકીલ—ખાળ કે મોરી છે?

સિપાહી—ના, જી

વકીલ—તહોમતદારને એમાં રાત્રીયે પૂરેલો કે?

સિપાહી—હા, જી

વકીલ—એને લાગલાગટ પાંચ દિવસ ને પાંચ રાત રાખેલો કે?

સિપાહી—હા જી.

વકીલ—એ વખત દરમ્યાન એને લગારે બહાર લઇ જવામાં આવેલો?

સિપાહી—ના, જી.

વકીલ—ત્યાં કંઇ બીછાનું હતું?

સિપાહી—ના.

આવા મામલા તો એવા સામાન્ય હતા કે દેશમાં એની કોઇ ચર્ચા પણ નહોતું કરતું.

## બેલ્ફાસ્ટના બંદીખાનામાં

એક રાજ્યદ્વારી કેદી વાત કરે છેઃ—

"રાજ્યદ્વારી કેદીઓ હતા તેઓને બીજા ગુન્હેગારોથી

જુદા ગણીને ઉપરના મજલામાં રાખવામાં આવતા. એક દિવસ દારોગાઓ એ કેદીઓને ભોંય તળીઆની પણ નીચેની કોટડીમાં ઘસડીને લઇ જતા હતા. ઉપરને મજલે અમે એ સાંભળ્યું, એટલે અમે અમારા વિભાગના દરવાજા બંધ કરી દીધા.

ત્યાં તો દારોગાઓ આવ્યા. મારી ઓરડીનાં બારણાં તોડી નાખ્યાં. મને મારીને ભોંયરામાં હડસેલી દીધો. મારા ભોંયરામાંથી હું જોતો હતો કે બીજા બંદીવાનોને પણ મારતા મારતા નીચે ઘસડી લાવતા હતા. અરધા કલાકમાં તો બસો પોલીસો અને બીજા સોલ્જરો આવી પહોંચ્યા. એ લોકોએ આવીને ભોંયરાનાં વજ્રનાં બારણાં તોડયાં, બંદીવાનોના હાથ પીઠ પર ઝકડી લીધા. સીડીનાં લોઢાનાં પગથીયાં પર દડતા દડતા બંદીવાનો નીચે ગબડતા હતા. ઝખ્મી અને બીમાર બંદીવાનોની હૃદયભેદક બૂમો ચાલી રહી હતી, અને પોલીસોની પાટુ તો ચાલુ હતી.

" જીલ્લાસભાનો એક પ્રમુખ હતો. એનું નામ મેકકેના, અને દક્ષિણ પ્રદેશનો મોટી વગસગવાળો, માનવંત, અને ધનવાન એ અગ્રેસર હતો. બેલ્ફાસ્ટના બંદીખાનામાં એની શી દશા હતી ? એના હાથ પાછળથી બાંધી લીધેલા, એના ગલેબંધ ( નેકટાઇ ) ને પકડીને પોલીસ એને ઘસડતો હતો. ગલેબંધ એટલો સખ્ત બંધાઇ ગએલો કે એનું ગળું ભીંસાતું હતું, એનું મ્હોં રાતુંચોળ થઇ રહ્યું હતું, એની જીભ બ્હાર લબડતી હતી. એની આંખોના ડોળા નીકળી પડયા હતા; અને પાછળથી બીજો પોલીસ એને લાતો મારતો હતો.

" કોરી નામનો કોર્ક પરગણાનો એક આબરૂદાર ખેડુ— એના નાકમાંથી લોહીની નીક ચાલી હતી. એના હાથ પીઠ

ઉપર બાંધેલા. બે પોલીસો એનો અકકેક કાન પકડીને ઘસડતા હતા. ત્રીજો પોલીસ પાછળથી લાતોનો પ્રહાર કરતો હતો.

" ભાઈ ન. નામના કલેર પરગણાના સર્જનના માથામાં ત્રણ તસુનો ઉંડો ઘા પડયો હતો, તેમાંથી લોહીનો ધોધ ચાલતો હતો. એના હાથ પીઠ પર ઝકડેલા, અને એને નિર્દયપણે ઘસડતા હતા.

" ચૌદ દિવસ સુધી અમને રોટી અને પાણી ઉપર જ પૂરી રાખવામાં આવ્યા. "

## ઉપવાસીઓને ખવરાવવામાં ઘાતકી બલાત્કાર

જાલીમોની સત્તા સામે મુંગો પણ મરદાનગીભર્યો એક નવો પોકાર બંદીવાનોએ આદરી દીધો હતો. વર્મવુડ અને માઉન્ટજોયની જેલમાં ૧૯૨૦ના એપ્રીલ મહિનામાં સંખ્યાબંધ કેદીઓએ ઉપવાસ આરંભ્યા. એ પોકાર નિષ્ફળ નહોતો ગયો. દેશના મજુર સમુદાયે દિલસોજી દર્શાવવા હડતાલ પાડેલી અને ખેડુતો પણ પોતાની ચીજો અંગ્રેજોને વેચવાનું બંધ કરી દેવાનો મનસૂબો કરી બેઠા.

પછી તો જબરદસ્તીથી ખવરાવવાનું આરંભાયું. એ અન્નહીન, નિદ્રાહીન, અને થંડીમાં થીજી ગએલા અધમુવા કેદીઓને કોટડીમાંથી બહાર ઘસડવામાં આવ્યા, ઝકડવામાં આવ્યા, મોઢામાં રોટલીઓ ઘોંચવામાં આવી. એ બલાત્કારની સામે બંદીવાનો તરફડતા હતા, ગુંગળાયેલે અવાજે આક્રંદ કરતા હતા, એના દેહનું પ્રત્યેક પરમાણુ એ અત્યાચારની વિરૂધ્ધ જાણે ઝુઝી રહ્યું હતું. એમાંના ઘણાખરાને તો બેશુધ્ધ હાલતમાં ઉઠાવી જઇને થીજી ગયેલી અને ઉઘાડી જમીન ઉપર કુતરાની પેઠે ફેંકવામાં આવ્યા. દિવસ રાત આ ઝપાઝપી ચાલુ રહી, ઉપવાસીઓ ધીરે ધીરે કમજોર બનતા ગયા, મૃત્યુની અણી પર પહોંચ્યા.

એક બીજાને ઉત્સાહમાં રાખવા માટે, બંદીવાનો પોતપોતાનાં ભોંયરાંનાં બારણુંની ચીરાડમાંથી દેશ–ભક્તિનાં ગીતો ગાઇ સંભળાવતા હતા. ટોમ આશે નામનો બંદીવાન પોતાનાં રચેલાં રણ–ગીતો ગાતો હતો. થોડા દિવસમાં તો સ્વદેશનું આક્રંદ લઇને એ કિરતારના દરબારમાં પહોંચ્યો. તે રાત્રીએ કુલેર પરગણાના એક બંદીવાને પોતાના કારાગૃહની તરાડમાંથી ગીત ઉપાડયું, બીજા બંદીવાનોએ પોતપોતાની બંધ ઓરડીમાંથી ડુસકાં ખાતે સ્વરે એ ગીત ઝીલ્યું, અને એ રીતે એ મરેલા મિત્રની સદ્‌ગતિ માટે બંદગી થઇ.

આ ભૂખમરાનું એક જ કારણ—બીજા બદમાશ ગુન્હેગારોમાંથી જુદી જ સગવડો રાજ્યદ્વારી કેદીઓને અપાવવી. ભૂખમરો વેઠી વેઠીને કેટલાયે મરણતોલ કેદીઓને ઇસ્પીતાલમાં લઇ જાય. આખરે એ સંખ્યાની ધારા તો ખુટે નહિ, સરકારને નમવું પડે!

કોર્ક જેલની અંદર તેતાલીસ કેદીઓએ આવા પાંચ દિવસના ઉપવાસ પૂરા કર્યા, ત્યાં તો સરકારે બીજા બંદીવાનોને રાજ્યદ્વારી કેદીઓ તરીકેની સગવડ આપવાનું કબૂલ કર્યું.

## સજા ૨,૧૦૭

રાજ્યદ્વારી ગુન્હાને બ્હાને પકડાયેલાં કુલ ૬,૧૫૭ મરદો ઓરતો અને બચ્ચાંમાંથી ફક્ત ૨,૧૦૭ ની ઉપરજ મુકર્દમો ચાલ્યો ને સજા થઇ. બીજાં બધાંની ધરપકડ કશા કારણ વિનાની.

આમાં મોટા ભાગની સજા તો રાષ્ટ્રગીત ગાવા બદલ, રાઇફલ રાખવા બદલ, અગર પ્રજાસત્તાકનો વાવટો વેચવા બદલ જ થયેલી.

તહોમતદાર આયરીશ ભલેને પ્રૌઢ બારીસ્ટર હોય, અગર કાચો કુંવારો ગામડીઓ હોય; અદાલતમાં જઇને મરી જાય તો પણ એ જામીન આપવાનું કબૂલ કરતો નહિ, અગર બ્રીટીશ અદાલતને માન્ય રાખતો નહિ. એકેએક આદમી બોલતો કે "હું આ અદાલતને ઓળખતો નથી. મારા ઉપર એનો કશો અધિકાર છેજ નહિ, હું અમારા પ્રજાસત્તાકનો પ્રજાજન છું, અને પ્રજાની અનુમતિથી ઉઘડેલી અદાલત સિવાય બીજી એકેય અદાલતને હું નથી ઓળખતો."

## સરકારી ન્યાય

પોતાની કામવાળી (ચાકરડી)નું ખૂન કરનારા એક અધમ વીશીવાળાને ન્યાયાધીશે ચાર મહિનાની જ સજા ફરમાવી. થોડી સજા કરવાનું કારણ? ન્યાયાધિપતિ કહે છે કે એણે લડાઇને વખતે સૈનિકોની ભરતી કરવામાં સરકારને મદદ કરી હતી! બીજી બાજુ નિર્મળ ચારિત્ર્યના આબરૂદાર પ્રજાજનને બે વરસની સખ્ત મજુરી મળે! કારણ, એણે સ્વદેશનું ગીત ગાયું, અગર પ્રજાસત્તાકનો વાવટો ઉરાડયો!

## લશ્કરી ચુકાદા ૫૧૯

"મેં આમાંના કેટલાએક લશ્કરી મુકર્દમા જોયા છે. તદન નજીવા ગુન્હા બદલ પણ તેઓ ભયાનક રાક્ષસી સજાઓ ફરમાવે છે. બંદીવાન પોતાનો બચાવ કરતો નથી, ઉલટ તપાસ પણ કરતો નથી. એક પણ આરોપી ઉલટ તપાસ કરતો નથી." આ શબ્દો લખનાર મેજર એરસ્કીન ચાઇલ્ડર્સ નામનો એક અંગ્રેજ, જેણે મહાયુદ્ધમાં ઇંગ્લાંડની ઉત્તમ સેવા બજાવી હતી, જેણે આયરલાંડ ઉપરના અંગ્રેજ રાજ્યના અત્યાચારો વીણી વીણીને ઉઘાડા પાડયા, અને જેને ૧૯૨૨ ના વરસમાં એક પિસ્તોલ

રાખવાને કારણે આયરલાંડની નવી સરકારે ગોળીએ દીધો. એ લખે છે કે "અત્યારે અંગ્રેજ સરકારના રાજ્યમાં પંચ નીમીને ફેંસલા આપવાનું તો એક ફારસ જ છે. ન્યાયાધીશ અમુક પક્ષનાજ માણસો હોય છે. નહિ તો એની નીમણુકજ શાની થાય? અને પંચમાં પણ પોલીસનાંજ પસંદ કરેલાં માણસો નીમાય છે. આજ તો એવું બન્યું છે કે પોલીસને મનપસંદ માણસોજ નથી મળતાં. એટલે સરકારે જ્યુરીપંચ રાખવાનો દંભ પણ છોડી દીધો છે. માત્ર લશ્કરી ન્યાયાધીશોની ટુંકીદ્રષ્ટિય ન્યાયપદ્ધતિથીજ ચલાવી લ્યે છે. આ ન્યાયાધીશો અંગ્રેજ સેનાના જૂના અમલદારો જ હોય છે. એને કાયદાનું જ્ઞાન કે ભાન નથી હોતું. એને સહાય આપવા કોઇ કાયદાનો માહિતગાર સલાહકાર પણ જવલ્લેજ હોય છે. ઝેરવેરથી ભરેલી પોતાની બુદ્ધિ જેમ બતાવે તેમ તે અમલદારો ઈન્સાફ તોળે છે!

## સ્ત્રીઓ પર અત્યાચાર

જોન શીહાન નામનો એક સર્જન જુબાની આપે છે કે "આબરૂદાર અને કેળવાયેલી રમણીઓને વિના વારંટે પકડવામાં આવે, દૂર દૂરના પ્રદેશોમાં દેશનિકાલ કરવામાં આવે અને એના તરફ નિર્દય આચરણ ચલાવવામાં આવે છે. એ વાત ખરી છે. મારી પત્નીને પકડીને આઘે આઘેના એક ગામમાં લશ્કરને સુપ્રત કરવા લઇ ગયા. લશ્કરે ના પાડી. એટલે ત્યાં એને પોલીસની બરાકમાં રાખી. આખરે કોઇ અજાણ્યા શહેરમાં ઉઠાવી ગયા, ને રઝળતી મેલી. પાછો ઘેર આવવા માટે એને ભાડું યે ન દીધું. અને રાત્રીએ વીશીમાં ખાવાનું ખર્ચ પણ ન ચુકાવ્યું. એકંદરે દસ દિવસ એને પરહેજ રાખી. જે દરમ્યાન ન તો એને સૂવાની સગવડ આપી, કે ન તો

બીજાં કોઇ, સ્ત્રી જાતિને પોતાની એબ ઢાંકવા માટે જરૂરનાં સાધનો પૂરાં પાડયાં. ”

સ્ટ્રોકસ ટાઉનમાં બે બ્હેનોને ‘ રાજ્યદ્રોહી ’ સાહિત્ય વેચવાના અપરાધ બદલ બે વખત બંદીખાનું સેવવું પડેલું; પછી ૧૯૧૯ના મે મહિનાની ૨૨મીએ એની દુકાનનાં પુસ્તકો કાગળો વગેરે ૧૭,૨૫૦ ડોલરની કિંમતનો માલ પોલીસે જપ્ત કર્યો. એ બ્હેનોને દેવાળું કાઢવું પડયું. છ મહિના વીત્યે, એ માલ પાછો મળ્યો, પણ એવી હાલતમાં કે હરરાજીમાં મૂકતાં એના ફક્ત ૪૨૫ ડોલર ઉપજ્યા !

ડબ્લીન નગરનો આ બનાવ છે. શ્રીમતી કોલીન્સ નામની એક બાનુના પેટમાં સાડા સાત મહિનાનો ગર્ભ હતો. રાત્રીના સાડાત્રણને ટકોરે એના દરવાજા ઉપર ધડાધડી, અને ગાળાગાળી સંભળાઇ. દ્વાર ખોલતાં જ શ્રીમતી કોલીન્સનો સ્વામી ગિરફ્તાર થયો, મકાનમાં જડતી ચાલી. પોલીસ અમલદાર કહે કે શ્રીમતી કોલીન્સનું શયનગૃહ તપાસવું જ પડશે. ભયથી ધ્રૂજતી એ રમણી બિછાના પરથી કુદીને નીચે ઉતરી. અમલદાર બોલ્યો, “ હું દિલગીર છું, પણ મારી ફરજ બજાવવી જોઇએ. ” બંધુ કોલીન્સને બંદીખાને ઉઠાવી ગયા, દસ દિવસ પછી એકાએક એને ઇંગ્લાંડ મોકલી દીધો.

એ ખબર મળતાં જ એની સગર્ભા પત્નિની તબીયત લથડી પડી, કસુવાવડ થઇ ગઇ, અને એ મરવા પડી. સત્તાવાળાઓને એ ખબર પડી, એટલે ત્રણ અઠવાડીયાની રજા આપવામાં આવી. મુદત આડા બે દિવસ હતા ત્યાં તો રાત્રીમાં બીજી ધાડ આવી. બપોરે ત્રીજી ધાડ પહોંચી–ચાલીસ સોલજરો, અને બે પોલીસ. ફરીવાર એ

રમણીના ઓરડાની જડતી લેવાઇ. પરિણામે એની બિમારી એટલી ગંભીર બની કે બંદીવાનને બીજા સાત દિવસની છૂટી મળી.

મુદત આડા બે રોજ હતા, ત્યાં તો ચોથો હલ્લો આવી પહોંચ્યો. અને એ મરવા સૂતેલી બાનુના ઓરડામાં વળી પાછો અમલદાર ઘુસ્યો–બહાર ખુલ્લાં સંગીનો ચળકતાં હતાં. પણ હવે તો હદ આવી હતી. ક્ષણે ક્ષણે કારમી ચીસો પેલી બાનુના મ્હોંમાંથી છૂટતી હતી...બંદીવાન સ્વામી રજા પૂરી થયે ઇંગ્લાંડના કારાગૃહને દ્વારે હાજર થયો, અને અંધકારમાં અદૃશ્ય બન્યો. ફરી એ પતિ પત્ની કયારે મળવાનાં, અગર શો અપરાધ હતો આ કેદીનો, એ કોઇ નહિ જાણે. બીજાં સેંકડો પ્રજાજનોની પેઠે એનો પણ મુકર્દમો તો નથીજ ચાલવાનો. કારણ સરકાર ચોખેચોખું કબૂલ કરે છે કે પુરાવો તો કશો યે નથી ! ”

## ગીત ગાવા બદલ સજા

માર્ટીન થોર્નટન નામનો એક શિક્ષક અને હોબન નામનો એક બીજો સર્જન—એ બન્નેને કોઈ જલસાની અંદર બે “ રાજ્યદ્રોહી ” ગીતો ગાવાને કારણે બે મહિનાની કેદ મળી.

## સેનામાં ખળભળાટ

આયરીશ સૈનિકોના ચાર મોટા રસાલાને સરકારે આઘે આઘે મોકલી દીધા. કારણ ? કારણ કે અંગ્રેજ ટુકડીઓ પ્રજા ઉપર એવા અત્યાચારો કરતી હતી કે તે જોઇને રસાલાના સરદારો સેનાપતિઓ રાજીનામાં ફેંકીને ચાલ્યા જતા.

લશ્કરી સત્તાએ લોકોના મેળા બંધ કર્યા હતા, ઠેર ઠેર બજારો ભરાતી તેને પણ ચાંપી દીધી હતી. એને પરિણામે

લોકોની આજીવિકાનું ખર્ચ બમણું—બલકે તેથી યે વધુ મોંઘું થયેલું.

## મજુર પ્રજામાં હાહાકાર

કીંગસટાઉનના બંદર ઉપર મજુર પ્રજાના સરદારો ખડા હતા. સોલ્જરોથી ભરેલી મોટર આવી પહોંચી. એ સોલ્જરોની વચ્ચે, મજુર પ્રજાનો માનીતો મંત્રી ઓબ્રાયન લટકતો હતો. એ લંગડા સર્જનને મોટરમાં નાખી, એના હાથ મોટરના છાપરામાં લાકડા સાથે તાણી ખેંચીને બાંધી, એને દેશનિકાલ ફરવા બંદરે લઇ આવતા હતા.

## પાર્લામેન્ટમાં તાળીઓનો ગડગડાટ

લશ્કર અને પ્રજા વચ્ચે અથડામણ થઈ. લશ્કરે ગોળીઓ છોડી મૂકી, એનો ખુલાસો જ્યારે આયરલાંડના ચીફ સેક્રેટરીએ પાર્લામેન્ટમાં આપ્યો ત્યારે આખી સભાએ હર્ષની તાળીઓ પાડી, અને કર્નલ યેટસ નામના એક સભાસદે તો સૂચવ્યું કે ગોળીબારનો હુકમ દેનાર અમલદારને ઇનામ આપો !

## જે. પી. લૂંટાયો

એક ગામડાનો સજ્જન, સરકારનો બનાવેલો જે. પી. સરકારને જણાવે છે કે ૯ મી માર્ચે મારા ઘરમાં સૈનિકો તેમજ પોલીસો ધાડ લઇ આવ્યા, મારી પત્નીના દાગીના ઉઠાવી ગયા. અને મને પણ બંદીખાને લઇ ગયા, જ્યાંથી પાંચ દિવસ પછી મારો કશો યે ગુન્હો બતાવ્યા વિના, મારી ક્ષમા પણ માગ્યા વિના, મને છોડી મૂકયો. મારે કાને ઘણા યે અત્યાચારના દાખલા આવેલા, મને પોતાને યે એજ વીતકો વીત્યાં, એટલે હવે તો સરકાર અને પ્રજાવચ્ચે એક નિષ્પક્ષપાતી ન્યાયાધીશ તરીકે ઉભા રહેવા મ્હારો અંતરાત્મા મને ના પાડે છે.

## ન્યાયહીન નિર્દય કરવેરા

૧૯૧૯ ની અંદર ઇંગ્લાંડે આયરલાંડ પાસેથી કેટલો મહેસુલ કઢાવ્યો ? ૧૮,૬૩,૭૫૦૦૦ ડોલર. એનો કબ્જો કોણ લ્યે ? વહીવટ કોણ કરે ? ઇંગ્લાંડની તીજોરી.

એમાંથી આયરલાંડનું (લશ્કર) સિવાયનું ખર્ચ કાઢવા કેટલું દ્રવ્ય પાછું આપ્યું ? ૬૭૬૮૫૦૦૦ ડોલર. એ રકમમાંથી મોટો હિસ્સો કેવી રીતે ખરચાય છે ? અંગ્રેજ અમલદારોના પગારમાં. પગારનું ધોરણ શું ? અમેરીકાના વડા અધિકારીઓથી પણ વધુ દરના પગાર અપાય છે. એ રકમમાંથી પોલીસખાતા પાછળ કેટલી રકમ ખરચાય ? ૮૫,૧૨,૫૦૦ ડોલર. ૧૯૨૦ ના વરસ માટે તો પોલીસ ખાતે ૧,૭૦,૦૦૦૦૦ ની રકમ ઠરી હતી. એકંદર મહેસુલના વધેલા ૧૧,૮૦,૦૦૦૦૦ અંગ્રેજી તિજોરીમાં અદૃશ્ય થયા. પ્રજાને એક પાઇનો પણ હિસાબ નથી અપાયો. માત્ર ચર્ચીલે એટલું જ જણાવ્યું કે આયરલાંડ ખાતે લશ્કરનું ખર્ચ અમને દર વરસે ૫,૦૦૦૦૦૦૦ ડોલર જેટલું લાગે છે.

આયરલાંડ ઉપરના જુલ્મોની કિંમત કોણ ચુકાવે ? આયરલાંડ પોતે !

## પ્રજા ઉપર આકરા દંડ

ગાલ્વે ગામમાં સરકારનો એક પોલીસ કોઇ પાગલ આદમીને પકડવા ગયો. પાગલે એને બંદુક મારી. પોલીસની એક આંખ ગઇ. અંગ્રેજના નીમેલા એક માજીસ્ટ્રેટે એ પોલીસને બાર સો પાઉન્ડની નુકશાની આપી. આ નુકશાની કોની પાસેથી વસુલ કરવામાં આવી ? એ પરગણાના લોકો પાસેથી ! એવી તો અનેક વાર લોકોને જે ગુન્હા સાથે જરા યે નિસ્બત ન હોય એવા કોઇ બદમાશોના કરેલા ગુન્હા બદલ પણ લોકોને લાખો પાઉન્ડનો દંડ વેઠવો પડ્યો છે.

## સ્વરક્ષણુ માટે સજા

આયરલાંડનું પોલીસખાતું તો પાંચ પાંચ વરસ થયાં રાજ્યદ્વારી ગુન્હાઓ પકડવામાં રોકાયેલું. આખા દેશ ઉપર ચોર લૂંટારાની બૂમ બોલતી હતી. કેટલાએક તાલુકાઓમાં ખેડુ લોકોએ પોતપોતાના ગામમાં ચોકીઆતપણું શરૂ કર્યું અને થોડા વખતમાં તો શાંતિ સ્થપાઇ. આ પ્રજાજનોની તારીફ છેક લંડન સુધી પહોંચી. શું બદલો મળ્યો ? હથીયારબંધ સરકારી સિપાહીઓ ખટારા લઇને આવી પહોંચ્યા, આ સ્વયંસેવક ચોકીદારોને ઉઠાવી ગયા. કારણ ! તેઓ સીનફીનવાળા હતા !

## આયરીશ ઝબાનની મના છે

જગતની અણુમોલી આ પુરાણી આયરીશ ઝબાન જાળવી રાખવા ગેલીક મંડળ ખુલેલું. એના સભ્યો દેશનિકાલ થયા. પ્રતિષ્ઠિત મહિલાઓ એ ભાષાના ઉદ્ધારને ખાતર ફાળો કરવા નીકળતી. એને કેદખાને ઘસડીને ચૌદ ચૌદ કલાક સુધી ભૂખી રાખવામાં આવેલી. અને એકઠા કરેલાં નાણાં જપ્ત થયાં. ગેલીક ભાષાના ઉત્સવો થાય તો તેને સંગીનની અણીથી વિખેરવામાં આવે.

## પ્રદર્શનો વિખેર્યાં

બાર બાર વરસ થયાં ડબ્લીન નગરમાં નાતાલના દિવસોમાં સ્વદેશી વસ્તુઓનું વાર્ષિક પ્રદર્શન ભરાતું. અંગ્રેજ સરકારે એ સ્થળે પોતાની ટુકડી મોકલી. પ્રદર્શન ઉઘડતા પહેલાં થોડા કલાકે જ પ્રતિબંધની નોટીસ આપવામાં આવી. દેશના ખુણે ખુણામાંથી સેંકડો વેપારીઓએ આવી આવીને મોટે ખર્ચે પોતપોતાની દુકાનો ખડી કરેલી, માલ આણેલો. સેંકડો રમણીઓ અને કુમારિકાઓ તો પોતપોતાના હુન્નરની સુંદર વસ્તુઓ

વરસ દહાડે આ મેળામાં આવીને જ વેચતી અને આખા વરસની આજીવિકા મેળવતી. એ બધાં રખડી પડયાં.

## ખૂન

એક માતાની આ જુબાની છે.

" એકવીશ વરસના મ્હારા પુત્રની સાથે હું રહેતી હતી. રાત્રીએ અમે તો ઉપલે મજલે બેઠેલાં અને સૂવાની તૈયારી કરતાં હતાં. ત્યાં તો બારણા પર હથોડાના પ્રહારો સંભળાયા. સોલ્જરો બારણાંની ચીરાડમાંથી સંગીન ઘાલતા હતા. મારો બેટો ખોલવા ગયો. ખોલ્યું ત્યાં તો સોલ્જરો ધસી આવ્યા. મારા પુત્રનો અવાજ મેં સાંભળ્યો, " માડી, તમે બધાં ઉપલે માળે ચાલ્યાં જાઓ, આ લોકો તો પોતાની ફરજ બજાવી રહ્યા છે. તમે ગભરાશો ના. " અમને બધાંને ઓરડામાં ઉંચા હાથ કરાવીને ઉભા રાખ્યા. અમને, સ્ત્રીઓને બહાર લઇ જવા લાગ્યા. હું જતી હતી ત્યારે મારા દીકરાએ મને કહ્યું કે " મા, સૌ સારાં વાનાં થઇ રહેશે, હો! તમે બ્રીટન શેરીમાં જજો, હું ત્યાં તમને મળીશ. "

સોલ્જરો અમને નીચે લઇ ગયા. સાંજરે એક સોલ્જરની સાથે હું પાછી મારે ઘેર ગઈ. બારણા ઉપર એક સોલ્જર ચોકી કરતો હતો. એણે મને કહ્યું, " તારાથી અંદર નહિ જવાય. ત્યાં ચાર મુડદાં પડયાં છે. " ભયભીત થઇને મેં પૂછયું, " ચાર મુડદાં? સોલ્જરોનાં કે સ્વયંસેવકોનાં! "

જવાબ મળ્યો, " પ્રજાજનોનાં. "....મેં કહ્યું, " હું મારા ચાર માણસોને આંહી મેલી ગઇ હતી. મારે જોવા જ પડશે. જો એને જ તમે મારી નાખ્યા હોય, તો મને પણ સાથે જ ઠાર કરો. " હું ઉપર દોડી, જઇને જોઉં ત્યાં! ભયાનક દેખાવ!

મારા બેટાનું મુડદું બરાબર બારણામાં જ પડેલું. અધું શરીર ઉંબરની બ્હાર, અધું અંદર! જે જગ્યાએથી એણે મને છેલ્લી સલામ કરેલી ત્યાં જ! બરાબર તે જ જગ્યાએ! બિચારા મેકારથીનું મુડદું દિવાલને અઢેલીને પલોંઠી વાળી બેઠેલું! બિચારો ફીનાગન બિછાનામાં મરેલો પડયો હતો. પેટ્રીકની તો ખોપરી જ ચીરાઇ ગયેલી !....

## મારા બાપુને મારશો ના

એક ઘરમાં એક ન્હાનો બાળક, એનો બાપ અને નોકર, એ ત્રણ જણા હતા. સોલ્જરો પહોંચ્યા. ત્રણેને હારબંધ ખડા કરવામાં આવ્યા. બાળક બૂમ પાડી ઉઠયો, "મારા બાપુને મારશો ના."....મા બજારમાં ગઈ હતી. શેરીમાં ગોળીબાર ચાલતો હતો એટલે એને મોડું થયું. એ જુબાની આપે છે કે "હું ઘરમાં દોડીને ગઈ, ત્યાં મેં મારા વ્હાલા બાળકને જોયો. એ ભોંય પર પડ્યો હતો. એનું મ્હોં શ્યામ બની ગયું હતું. એના બે હાથ જોડાયેલા, માથા ઉપર પડેલા—કેમ જાણે એ આજીજી કરતો કરતો મર્યો હોય! મેં એને બચ્ચી કરી, એના માથા નીચે ન્હાની ટોપી મૂકી, અને એના હાથ ગોઠવ્યા. પછી હું બીજે ઠેકાણે ગઇ. ત્યાં મારા પતિને પડેલા જોયા. મેં ચીસ પાડી, "ઓ પ્રભુ! મારા સ્વામી પણ!"—થોડે દૂર બિચારા ચાકરને પણ મરેલો દેખ્યો. મારા માથામાં ચક્કર આવ્યાં. બીજું કાંઇ યે મને સાંભરતું નથી."

આ બધા તો નમુના છે. એકંદરે એક અમેરીકાવાસી રમણીએ એકઠા કરેલા આંકડા બતાવે છે કે ૧૯૧૬ના મે માસથી માંડીને ૧૯૨૦ના માર્ચ મહિના સુધી દેશભક્તોનાં ખુન ૬૩, દેશનિકાલી ૨૧૬૨, શસ્ત્રહીનો ઉપર હથીયારબંધ

હુમલા ૬૦૯, ખાનગી મકાનો ઉપર ધાડ ૧૯૪૨૩, ગિરફ્તારી ૬૧૫૭, કેદની સજા ૨૧૦૭, સભાબંધી ૩૮૯, વર્તમાનપત્રોની જપ્તી ૫૩, અને લશ્કરી ચુકાદા ૫૧૯ બન્યા. ૧૯૨૦ના માર્ચની પહેલી પછી તો એ સંખ્યામાં પ્રચંડ વધારો થયો છે. આ આંકડા તો છેક અપૂર્ણ છે. આટલા તો નોંધાએલા ગુન્હા. અણનોંધ્યા કેટલા હશે ! કોણ જાણી શકે ?

### કોણ હતા આ અત્યાચારીઓ ?

"એ બધા તો ઇંગ્લાંડના કુલીન ઘરના સારા હૃદયના છોકરાઓ હતા. જો એ ક્રૂરતા કરનારો સૈનિક પોતાનો ખાખી સ્વાંગ ઉતારી નાખે, સર્જનનો પોશાક ધરે અને પછી પોતે જેના ઉપર સિતમ ગુજારેછે તેજ પ્રજાજનોની અંદર હળે મળે, તો લોકો એને સર્જન ગણીને આદર દેશે. દેશદાઝની લાગણીથી આ બિચારા પોતાના સ્વભાવ વિરૂદ્ધના કેવા સિતમો ગુજારી રહ્યા છે ! નિશાળનું ભણતર પૂરૂં કરીને તાજોજ ચાલ્યો આવતો અંગ્રેજ તરૂણ હાથમાં બંદુક ધરે છે, આયરલાંડને કિનારે પહોંચે છે. ખાનગી મકાનમાં પેસે છે, અને ઉઘાડાં શસ્ત્રો વડે બાળકોને બીવરાવે છે ! કારણ કે સ્વદેશનો લશ્કરી જુસ્સો એને સાદ કરે છે. બીજી બાજુ સરકારી રૂશ્વત ખાનારૂં કોઇ વર્તમાનપત્ર જૂઠાણાં છાપે છે, દેવાલયમાં બંદગી કરીને પાછો ચાલ્યો આવનારો અંગ્રેજ નગરજન એ વાંચીને દેવાલયને વિસરી જાય છે. નિર્દોષ આયરીશ ઉપર દાંત કચકચાવે છે, અને સરકારને સાદ કરે છે કે "શસ્ત્રો લાવો, આ બળવાખોરોને જેર કરી નાખો." દેશના ઉત્તમ જીવાત્માઓ આવી રીતે સરકારી રાજનીતિની પ્રેરણા પામીને સેતાનો બને છે. માટે જ આયરીશ પ્રજા કહે છે કે "અમારી ઝુંબેશ અંગ્રેજ પ્રજાની સામે નથી, પણ એ સામ્રાજ્યવાદની સામે છે."

## અલ્સ્ટરને સાદ

આટલા જ સૈનિકો અને સિપાહીઓ સરકારને મન હજુ પૂરતા નહોતા, હજુ લોહીની તરસ ચાલુ હતી, એટલે સરકારે અલ્સ્ટરની પ્રોટેસ્ટંટ પ્રજાને સાદ કર્યો.

આલ્સ્ટરની પાસે તો હથીયારો તૈયાર હતાં. હથીયાર-બંધીનો કાયદો તો આખા દેશમાં લાગુ હતો, પરંતુ એનો અમલ અલ્સ્ટર ઉપર બહુ મૃદુતાથી થતો. પાંચ શીલીંગનો દંડ ભરે એટલે બંદુક લઇને અલ્સ્ટરવાસી ખૂનામરકી ખેલી શકે.

ડેરી ગામમાં હુલ્લડ શરૂ થયાં. અલ્સ્ટરવાસી પ્રોટેસ્ટંટોએ પોતાના રોમનકેથોલીક બંધુઓનાં ડોકાં ઉડાવવાનું આદર્યું. ડેરીમાં રક્તપાતનું મુહુર્ત થયું, બેલ્ફાસ્ટમાં બરાબર રંગ જામ્યો. બેલ્ફાસ્ટમાં તો એક રોમન કેથોલીક દીઠ ત્રણ ત્રણ પ્રોટેસ્ટંટો તૈયાર હતા. પ્રોટેસ્ટંટ મજુરોએ, વિધર્મી મજુરોને વહાણવટમાંથી ઉપાડી ઉપાડીને ફેંકી દીધા, અને એનાં મકાનોને આગ લગાડી. કારસનની ટોળીઓ બંદુકો ભરી ભરીને છૂટે, સંહાર કરતી જાય, અને માથે યુનીઅન જેકના વાવટા ફરકાવતી જાય, એટલે સુલેહ શાંતિ રાખવા ઉભેલું સરકારી લશ્કર એ વાવટાવાળી મંડળી ઉપર ઘા ન કરે. એક મહિનામાં તો અઠ્ઠાવનના પ્રાણ લેવાયા, છ સો ઘવાયા, પંદર લાખ પૌંડનું નુકશાન થયું, અને સાત હજાર રોમનકેથોલીક મજુરો રખડી પડયા. એમાંના એક હજારે તો યુદ્ધમાં સામ્રાજ્યની સેવા કરેલી !

આ ઘાતકોનાં પરાક્રમો બદલ સરકારે શું કર્યું ? બેલ્ફાસ્ટ નગર પરથી ઘણા પ્રતિબંધો ઉઠાવી લીધા, અને

સુલેહ શાંતિ સાચવવા માટે, નગરજનોને એક દિવસના દસ શીલીંગને દરે નોકરીમાં બોલાવ્યા. ૩૮૦૦૦ લોકો, પોતાના દેશનો ધ્વંસ કરવા આવીને નોંધાયા.

## છેલ્લું શસ્ત્ર-આગ

પછી તો ગામડાં બાળી મૂકવાં, ગમે તેને ઠાર કરવો, ટોળાં ને ટોળાં બંદુકથી વીખેરવાં, ફાવે તે જગ્યાએ, ફાવે તે મનુષ્ય ઉપર, અને ફાવે તેવી રીતે શસ્ત્ર ચલાવવાં એમાં ક્યાંયે કસૂર કરવા જેવું તો હતું જ નહિ! કાયદો નહોતો. દેશ આખો શત્રુ હતો. ખુલ્લે ખુલ્લી એ તો લડાઇ હતી!

અને શો ભય હતો સરકારને! કોનો ભય? યુરોપનો? ના, રે ના. યુદ્ધમાં પાયમાલ થયેલું યુરોપ તો પોતાનાં જ ખંડેરો તપાસવામાં તલ્લીન હતું. ત્યારે અમેરીકાનો ભય? લવલેશ નહિ! નવા પ્રમુખ હાર્ડીંગે તખ્ત પર આવતાં જ ઉચ્ચારેલું કે "હું શા માટે આયરલાંડને એક વેણુ પણ કહું? આપણા ફીલીપાઇન્સને ખાતર ઇંગ્લાંડ આપણને કાંઇ કહે તો આપણે સાંખીએ ખરા!"

સાચી વાત! કોઇનો ભય નહોતો. શસ્ત્રો નિરંકુશ શરૂ હતાં, વીણી વીણીને સરકારી નોકરો કારખાનાંને આગ લગાડતાં, કારખાનાંને? હા! કારણ કે સેંકડો કુટુંબો તો એ કારખાનાં ઉપર નભતાં હતાં. એટલાં બધાં દુશ્મનો એક સપાટે જ ખતમ થઇ શકે ને!

મોલેોની વૈદ્યની દુકાન સળગી ગઇ, કારણ કે એ ડેઇલનો સભાસદ હતો! બે બ્હેનોનું ભઠીયારખાતું સળગાવી મૂક્યું, કારણ કે ૧૯૧૯ માં ફાંસીએ લટકેલા એક ગુન્હેગાર માટે

કુલાકુંની એ ખ્હેનો થતી! ઘણાંયે માણુસોનાં ઘરને આગ લગાડવામાં આવી, કેમકે એનાં છોકરાઓ પોલીસના હાથમાંથી છટકી ગયા હતા!

ક્રમોય નામના ગામડાને ચાર વાર ભસ્મીભૂત કર્યું, બાી-સ્મોર, બેન્દ્રી, કોબ, બેલી લેન્ડર્સ, લીમરીક, ટુઆમ, બાલા-ઘાડેરીન, બાલબ્રીગન, ગાલ્વે, ટ્રીમ–કેટલાં! અહો! કેટલાંને જવાળાઓ લગાડી દેવામાં આવી! અમુક ગામની બરાકમાં કોઇ કોન્સ્ટેબલનું ખુન થાય, એટલે, "સળગાવી દ્યો આખા એ ગામડાને, ખેતરના મોલને, અને પેટ્રોલના ડબ્બાની લોરીઓ ભરી ભરીને લઈ જાઓ, છાંટો કારખાનાં ઉપર, લગાવો દિવાસળી!"

બાલબ્રીગન ગામની આગ જાણુવા જેવી છે. એક દિવસ સાંજે ડીસ્ટ્રીકટ ઇન્સ્પેકટર બર્કનું ખુન થયું, અને એનો ભાઈ, પોલીસ ખાતાનો સાર્જન્ટ સખ્ત ઘાયલ થયો. રાત પડી ત્યાં તો સોલ્જરોના ખટારાઓ માર માર કરતા આવી પહોંચ્યા. રાઈફલો છોડીને રસ્તા નિર્જન કરવામાં આવ્યા, બારી બારણાંના તો બોમ્બગોળા વડે ચુરેચુરા કરી નાખ્યા.

કોર્ક નગરનો આખો વ્યાપારી લત્તો એક રાત્રીએ સળગી ઉઠે છે. એને ઠારવા કોઇ ન જઈ શકે. કોણે એ સળગાવ્યો, તે કોઈ ન જાણી શકે. કારણકે સરકારી હુકમ હતો કે રાત્રીએ ઘંટ વાગ્યા પછી કોઇ પ્રજાજન બહાર નીકળે તો એને ગોળીએ દેવો.

મજુર મંડળે તપાસ સમિતિ નીમી. સમિતિએ સંખ્યાબંધ પૂરાવા ઉપર સિદ્ધ કર્યું છે કે આગ લગાડનાર સરકારના સૈનિકો હતા. પણ તેથી શું! આયરલાંડ ખાતેના સરકારી મંત્રીએ પાર્લા-

મેન્ટમાં જઇને જવાબ આપી દીધો કે એ કૃત્ય સરકારી માણુસોનું નહોતું.

પણ પડદો ઉડ ઉડ થાય છે. કોર્કનગરની છાવણીના સેનાપતિએ સરકારને પોતાનો અહેવાલ રજુ કર્યો. કોણ જાણે શો ભેદ ભર્યો હતો એ અહેવાલમાં? સરકારે એ પ્રગટ કર્યો નહિ. શા માટે? ખુદા જાણે! થોડા વખત પછી એ કોર્કની સેનાના એક સરદારને બરતરફ કરવામાં આવ્યો!

છૂપાવવાની કોશીશો એળે ગઇ. કાદવ તો નીચો બેસવાને બદલે ઉપર આવવા લાગ્યો. જનરલ ક્રોમીઅર નામના એક સેનાપતિએ પોતાનું રાજીનામું ફેંક્યું. શા માટે? ટ્રીમનગરને આગ લગાડનારા અને લૂંટનારા વીસ અમલદારોને એણે બરતરફ કરેલા. લંડનમાં જઇને એ વીસે જણાએ ખટપટ આદરી. ક્રોમીઅરના ઉપરીએ એ વીસે જણાને પાછા બોલાવી લીધા!

આ બધી હોનારતો નિર્દોષ પ્રજા ઉપર ઉતારવાનો શો હેતુ હતો? સરકારની સામે મોરચા માંડનારા તો બહારવટીઆઓ હતા. છતાં આખી પ્રજાને કત્લખાનાને રૂપે પલટી નાખી એનાં અન્ન જળ આંચકી લેવામાં ઇરાદો શો હતો?

એકજ ઈરાદો. પ્રાણ લીધે જે પ્રજા ન નમી ગઇ, તેને આવી રીતે અન્નહીન, વસ્ત્રહીન, વાસહીન બનાવીને થકવી નાખવી. આ હેતુથીજ પ્રજાની આજીવિકાનાં સાધનો વીણી વીણીને તોડી નાંખવામાં આવ્યાં. નહિ તો કારખાનાંને આગ શા માટે લાગી જાય? ખેતરોને શા માટે સળગાવી મેલે? હજારોને શા માટે રઝળતાં કરી મૂકે? પણ તો યે પ્રજાનો નિશ્ચય તો ઢીલો પડયોજ નહિ. પ્રજા વધુ વધુ માર ખાવા લાગી તેમ તેમ વધુ હઠીલી બની. સરકાર પણ પાગલ બની.

સરકારના મનમાં તો ગણતરી હતી કે એક મહિનાની આવી ખુનામરકીને અંતે પ્રજા હાથ જોડવાની. પણ નવ નવ મહિના ચાલ્યા ગયા કશો નિકાલ આવ્યો નહિ.

સરકારની ગણતરી છેક નાદાનીભરી તો નહોતીજ. એટલાં એટલાં વરસનાં બલિદાનોને અંતે સીનફીનરો જો પ્રજાને કશી સ્વતંત્રતા ન અપાવી શકે. તો એક દિવસ પ્રજા વિફરી જાય ખરી! પોતાને ખુવાર કરનારા નાયકોને આજ આટલાં આટલાં વરસો પછી ખાલી હાથે અને વીલે મોઢે પાછા વળતા જુએ તો જરૂર પ્રજા રોષે ભરાય. પરાજીત સેના હમેશાં પોતાના સરદારનોજ દોષ દેખે. ઉપરાંત રાષ્ટ્રીય ભાવના ચાહે તેવી મક્કમ અને ઉગ્ર હોય, અંગ્રેજના અત્યાચારોનો ઇતિહાસ ચાહે તેટલો ઉશ્કેરનારો હોય, તથાપિ આખા દેશને વર્ષો ને વર્ષો સુધી એ ઉશ્કેરાયલી હાલતમાં રાખવું સ્હેલું નથી. થાકીને પ્રજા બેસી જશે, એના દળમાં ભંગાણ પડશે. આયરલાંડના વેપારી સમુદાયની અંદર તો કયારનાએ કેટલાએક મુખ્ય માણસોએ સીનફીન પ્રત્યે પોતાની પીઠ ફેરવી હતી. કારણકે બળવાથી ભરેલા એ વાતાવરણમાં ધંધા રોજગાર ધીકતા નહોતા.

છતાં આથીયે વધુ ઉંડો એક અપરાજીત આત્મા આયરલાંડની પ્રજામાં હતો. એ જુસ્સો મરે તેમ નહોતો. આજે જરા નરમ પડે. તો કાલે પાછો એ સ્વભાવ હુંકાર કરીને ઉઠયા વગર રહેજ નહિ. એ તો અનેક શતકોના સંસ્કારો સજીંવ બની ગયા હતા.

ઉપરાંત અંગ્રેજ સરકારને એ બધું વેલાસર નહોતું સૂઝયું. એક વખત એવો હતો કે જ્યારે પ્રતિબંધક કાયદાઓએ આયરલાંડને નરમ બનાવી દીધેલું, એના ઠાકોરો મરી ખુટયા હતા.

એની મિલ્કતો જપ્ત થઇને અંગ્રેજ સ્કોટીશ જમીનદારોને હાથ ગયેલી. એનો ધર્મ ચંપાઈ ગયેલો. ભૂખમરાથી એ પ્રજા ઢોર બની ગએલી. છુટકારાની ઈચ્છા પણ મરી ગયેલી. પોતાના અધ:પાતનું એને ભાન પણ નહોતું રહ્યું. એ આત્મ–ભાન એટલે સુધી ભૂલાયેલું કે આયરીશ ભાષા તો પશુની પાસેજ બોલાય એવી કહેવત થઇ પડેલી. એ તક તો ગઇ હતી. હવે તો પોતાનાં મંદિરો પ્રજાએ હાથ કરેલાં. પાદરીઓજ એના સરદારો બનતા. એની જમીન પણ ધીરે ધીરે પાછી વળતી હતી. એની નિશાળો અને વિદ્યાપીઠો પણ એને સોંપાવા લાગેલી. સેંકડો નવજુવાનો એ નિશાળોમાંથી નવાં નવાં શૌર્ય નસેનસમાં ભરીને વરસોવરસ બહાર આવતા હતા. 'કાયદા અને સુલેહ'ની પુરાણી દલીલો ઉપરથી પ્રજાની શ્રદ્ધા ક્યારની યે ઉઠી ગયેલી. એવી જાગૃત પ્રજા પાછી કેમ વળે ?

## અલ્સ્ટરનો સવાલ

"ભાઈ ભાઇને પરસ્પર બઝાવી મારો અને રાજ્ય કરો." એ અંગ્રેજ રાજનીતિ દરેકે દરેક દેશમાં કેવા પામરમાં પામર કારણો ઉપર રચાયેલી હોય છે ! અલ્સ્ટરના એકજ સવાલને બળે આયરલાંડ છિન્ન ભિન્ન થઇ ગયો, લોહીથી તરબોળ બની ગયો. અલ્સ્ટરને પડખે ચડી બેસનારા અંગ્રેજો. ચાલો, એ ધુર્તતાનું પ્રકરણ સમજી લઇએ.

હજારો અલ્સ્ટરવાસીઓ અંતરથી પ્રજાસત્તાકવાદી હતા, આઝાદીના ભક્તો હતા. પણ એના મસ્તકમાં અંગ્રેજોએ એક ભૂત ભરાવી દીધું કે, જો આખા આયરલાંડને ઘરની પાર્લામેન્ટ આપવામાં આવશે, તો તમારે માટે અતિ ક્રુર ધાર્મિક કાયદાઓ એ પાર્લામેન્ટમાં, રોમનકેથોલીકો પોતાની બહુમતીથી ઘડી કાઢશે !

એનો ઉત્તર એકજ છે. છેલ્લાં પચાસ વરસની અંદર આય-રીશ સભાસદોએ આયરલાંડ માટે જે જે કાયદાઓ મંજુર કરાવ્યા તેમાંનો એક પણ અલ્સ્ટરવાસીઓનાં અહિત કરનારો કહી શકાશે ? જમીનના કાયદાઓ, શહેરી ઘરભાડાના કાયદાઓ, બંદરના, સ્થાનિક સ્વરાજયના, અને કેળવણીના કાયદાઓ, એ બધા કાયદાઓનો એક સરખો લાભ અલ્સ્ટરે પણ કયાં નથી લીધો ? યુનીઅન પહેલાંની જે ઘરની પાર્લામેન્ટ હતી, તેણે પણ અલ્સ્ટરવાસીઓને કદી હાનિ પહોંચાડી નથી. તો શા આધારે એવા ભાવિ અત્યાચારનો ભય રાખવામાં આવે છે?

ખુબીની વાત તો એ છે કે ભૂતકાળમાં તો અલ્સ્ટરવાસીઓ પોતાના પ્રતિનિધિઓની પદ્ધતિ કરતાં યે વધુ હિલસોજી તો રાષ્ટ્રવાસીઓના જ સિદ્ધાંતો તરફ નોંધાવેલી છે. પરંતુ અ-લ્સ્ટરને અપાયેલી તમામ ખાત્રી એળે જ ગએલી. એનાં ધાર્મિક ઝનૂન પાદરીઓમાં પણ પ્રસરી ગએલાં. એ બધાં માત્ર એકજ નામ રટતાં હતાં–કારસન.

## પ્રકરણ ૯ મું
## વિજયને માર્ગે

અમેરીકાને કિનારે વિજય ટંકાર કરતા ડી વેલેરાએ પોતાના દેશના શોરબકોર તરફ કાન માંડયો. એણે સાંભળ્યું કે વડો પ્રધાન લોઇડ જ્યોર્જ આડકતરી રીતે સુલેહનાં કહેણ મોકલી રહ્યો છે, સીનફીનના સરદારોના વિચારો સમજવા માટે એ એક મંડળીને આયરલાંડ મોકલે છે, વિષ્ઠિ કરવાને માટે વિગ્રહ અટકાવવાની મસલત ચાલી રહી છે. પણ બોનર લોની શીખવણીથી પ્રધાને આયરીશ પ્રજાસત્તાક પાસે માગણી મૂકી

કે હથીયાર અમને સુપ્રત કરી આપો. પ્રજાસત્તાક સેનાએ કહ્યું કે " કદી નહિ બને. " વડા પ્રધાનને પસ્તાવો થયો કે ઠાલું નાક કપાયું !

ડી વેલેરાએ આ બધું જાણ્યું, એને ફાળ પડી કે અત્યારે પ્રજા ઉપર જુલ્મની હદ નથી રહી, એમાં જો અમારા દળમાં ફાટફુટ પડશે તો સત્યાનાશ વળશે. કારણ કે એનું પરિણામ કાં તો પરાજય, અગર તો સત્યાનાશી સુલેહ, એમાંથી એકજ આવે. એ ચેત્યો કે અત્યારે મ્હારૂં સ્થાન મારા ઘરને આંગણે છે. એ ચાલી નીકળ્યો, જાસૂસોની, નૌકાસૈન્યની, અને સેનાની અભેદ્ય દિવાલો ભેદીને પણ એ સ્વદેશમાં દાખલ થઇ ગયો. સરકાર દિગ્મૂઢ બની રહી. ૧૯૨૦ ના ડીસેમ્બર માસની એ ૨૪ મી તારીખ હતી.

લગાર મોડું થયું હોત, તો બાજી ઉંધી વળી જાત. જુલ્મની પરંપરાએ જેર કરીને થકવી દીધેલી પોતાની પ્રજાને એણે જોઇ. ચોમેર નિરાશાનાં કાળાં વાદળાં દેખાયાં. પ્રજાનું બળ તૂટું તૂટું થતું હતું. પ્રજા બચી ગઇ તે કેવળ પોતાના આ યુવાન સારથી ઉપરના અડગ વિશ્વાસ વડે. એણે પ્રજાની અંદર નવીન હિમ્મતનો સંચાર કર્યો; પેગામ દીધો કે

" આપણી ચોમેર અંધકાર છે, અને દુનિયા આપણી દાદ નથી સાંભળતી. છતાં શ્રદ્ધા ધરો કે આખરે આપણી ફતેહ છે. શાંત મસ્તક રાખીને પ્રજાસત્તાકના આ નૂતન વર્ષમાં આગળ વધો. "

ત્યાર પછી બીજા છ મહીના સુધી દિવસે દિવસે એ ઝપ્પાઝપ્પી વધુ વિકાળ બનતી ગઇ. ધાડો અને હલ્લાઓ ધીરે ધીરે તો ઉઘાડાં રણસંગ્રામનું રૂપ ધારણ કરી બેઠા. સરકારને જેમ

જેમ વધુ ત્રાસ વર્તાવવાનું શૂરાતન ચડયું તેમ તેને પ્રજાસત્તાક સેનાના મોરચા પણ વધુ દૃઢતાથી મંડાયા. દાવપેચની રમતમાં પણ આયરીશ સેના સરકારી સેનાપતિને હંફાવતીજ ગઇ.

આયરલાંડના ભાગલાનો ઠરાવ તો મંજુર થઇ ચુકયો હતો. એ નવા રાજવહીવટ પ્રમાણેની પ્રથમ વરણી મે મહિનામાં મંડાઈ. એ વરણી અગાઉ સીનફીનરોની અંદર કાંઈક અસ્થિરતા માલુમ પડેલી. પણ વરણીનું ટાણું આવતાં તો બધી ચંચળતા ચાલી ગઇ. પ્રજાસત્તાક પક્ષનો પ્રચંડ વિજય થયો.

અલ્સ્ટર વગેરેના ઉત્તર પ્રદેશની જુદી પાર્લામેન્ટની વરણી શરૂ થઇ તે પહેલાં ડી વેલેરાએ એ પ્રદેશના અંગ્રેજ પ્રધાન સર જેમ્સ ક્રેગની સાથે આ ભેદ અટકાવવાની ઘણી વાતો કરી જોઇ, પણ કશું પરિણામ આવ્યું નહિ, અલ્સ્ટરના પ્રોટેસ્ટંટોનાં ધાર્મિક ઝનૂનોને અંગ્રેજોએ એવાં તો જાગૃત કર્યાં હતાં કે એવી વિધિમાં કદી ફાવી શકાય જ નહિ.

છેલ્લી વાર ડી વેલેરાએ અલ્સ્ટરવાસીઓને આજીજી મોકલી:—

"ઇશાન અલ્સ્ટરનાં મ્હારાં બ્હેનો અને બંધુઓ ! મુત્સદ્દીઓ અને રાજ્યદ્વારીઓ તો આયરલાંડના ગુંચવાડાથી હાથ જોડી ગયા છે, નિરાશ બન્યા છે. પરંતુ તમે સાદાં સીધાં લોકો તો આવતી કાલેજ, તમારા મત આપવાને વખતેજ, થોડા કલાકમાં જ, એ ગુંચવાડો ઉકેલી શકો. ૧૯૧૪ના વરસમાં યુરોપના જેર થઇ ગયેલા લોકોને જો તમારા જેવી તક હોત, તો લડાઇ જાગવા ન પામત અને લોકોને આ કુટિલ રાજદ્વારીઓએ પ્રસારેલી સુલેહ રૂપી પાયમાલી અનુભવવી ન પડત.

આવતી કાલે તમે મતસંગ્રહસ્થાન પર પહોંચો, ભાઇ ભાઇ વચ્ચે જામેલા વિગ્રહની વિરૂદ્ધ મત નોંધાવો કે જેથી બહિષ્કાર અને વેર ઝેર વિરામ પામે, આપણી જન્મભૂમિના ટુકડા થતા અટકે, કુસંપ અને સત્યનાશમાંથી બચી જવાય. તમારા દૃષ્ટાંતથી જગતને દિશા બતાવો, અને ઇતિહાસની અંદર નોંધ લેવડાવો કે તમે સાચેસાચી એકતા સાધી શકયા છો. આયરલાંડને અભેદ્ય રાખશો તો જ આયરલાંડમાં શાંતિ, બરકત અને સુખ રહેશે, માટે એ એકતાનો સાથ કરો. ”

ભરમાયેલાં અલ્સ્ટરવાસીઓને ગળે ઘુંટડો ઉતર્યો નહિ. ભાગલા પડયા. રાજા જયોર્જે ૧૯૨૧ના જૂનની ૨૨મી તારીખે બેલ્ફાસ્ટ નગરમાં અલ્સ્ટર વગેરે છ પરગણાંની પાર્લામેન્ટ ખોલી નાખી.

પણ લોઇડ જયોર્જના ચિત્તને શાંતિ નહોતી. હરકોઇ બ્હાને એ તો વિષ્ટિની તક શોધતો હતો. એના હાથમાં બહાનું આવી ગયું. સમ્રાટે બેલ્ફાસ્ટની પાર્લામેન્ટ ઉઘડતી વેળા સુલેહની ઇચ્છા પ્રગટ કરેલી હતી.

લોઈડ જયોર્જે સમ્રાટ્‌ની એ ઇચ્છાને માન આપવાનો દંભ દેખાડયો. ડી વેલેરાને પત્ર લખ્યો કે રાજાજીની ઇચ્છાને માન આપી તમારા વિભાગના અગ્રેસર તરીકે તમે અને ઉત્તર આયરલાંડના પ્રતિનિધિ તરીકે ત્યાંના પ્રધાન જેમ્સ ક્રેગ ભેળા મળો, મસલત કરો. અમે તમારાં કાર્યમાં સહાય કરશું !

જુલાઇની ૮મીએ મેન્શનગૃહમાં ડી વેલેરા, ગ્રીફીથ અને યુનીઅન પક્ષના સભ્યોની મસલત મંડળી મળી. નિર્ણય થયો, લોઇડ જયોર્જ સાથે તાર વ્યવહાર ચાલ્યો અને આખરે ઠરાવ થયો કે જુલાઇની ૧૧મીએ બપોરના બારના ટકોરા સંભળાત

જ વિગ્રહ થંભાવી દેવો. ઇંગ્લાંડ જઇને લોઇડ જયોર્જ સાથે ચર્ચા કરવાનું નિમંત્રણ ડી વેલેરાએ સ્વીકાર્યું, અને પોતાના દેશજનોને સંદેશો સંભળાવ્યો કે

"દેશ બંધુઓ, યુદ્ધ થંભે છે એટલી મુદ્દત સુધી આયરલાંડનો પ્રત્યેક શહેરી કે સૈનિક પોતાને પોતાની પ્રજાના સુનામનો રક્ષક સમજીને જ વર્તન કરે! તમારા સંયમથી સાબીત કરી આપો કે આ કેવળ ધાંધલ નથી, પણ સુવ્યવસ્થિત અને સુસજ્જ પ્રજાની લડત છે. અત્યારે જે મસલત ચાલશે, તેમાં તમારા પ્રતિનિધિઓ વ્યાજબી અને શાંતિમય ફેંસલો મેળવવા કોશીશ કરશે, પણ, ખબરદાર, વધુ પડતો વિશ્વાસ મૂકશો મા.

"આપણી તવારીખની ઘટનાઓ ભૂલશો મા, સાવધાનીથી રાહ જોજો. જે આવે તે સહી લેવાનો અડગ નિશ્ચય, અને અત્યાર સુધી તમે દાખવેલી અતૂટ મરદાનગી—એ બે જ વાતો આપણી મનની ધારેલી શાંતિ આપણને અપાવશે. ફરીવાર જો પશુબળ તમારી સામે ખડું થાય, તો ઝપ્પાઝપ્પીને માટે સજ્જ રહેજો. તે વિના તો પશુબળ નહિ હારે." જવાબમાં આખી પ્રજાનાં ધમસાણો પલવારમાં તો વિરામી ગયાં. જાણે જાદુ થયું.

લોઇડ જયોર્જ અને ડી વેલેરા ૧૪મી, ૧૫મી, ૧૮મી, અને ૨૧મી જુલાઇના રોજ મળ્યા. વાતો કરી, પણ નિર્ણય ન થઇ શક્યો.

૨૦મીએ લોઇડ જયોર્જે, ડી વેલેરા તરફ નીચેની દરખાસ્તો પેશ કરી.

૧. બ્રીટીશ પ્રજાસંઘની અંદર જ આયરલાંડની, એક સંસ્થાન જેવી સ્થિતિજ ઉચિત છે, શક્ય છે, અને સ્વરક્ષણને માટે પણ ઇષ્ટ છે.

૨. ઇંગ્લાંડનો નભાવ દરીયાઈ વેપાર ઉપર છે. પોતાના અનાજના કોળીયા માટે પણ એને ઉત્તર અને દક્ષિણ દેશો ઉપર અવલંબવાનું રહ્યું. માટે જળમાર્ગ તો ખુલ્લા જ જોઇએ; એટલે કે આયરલાંડની આસપાસનો દરીયો તો અંગ્રેજોને હસ્તક જોઇએ, એટલે કે આયરલાંડનાં બંદરો વગેરે સગવડો તો ઇંગ્લાંડને છૂટથી મળવાં જોઇએ.

૩. આયરલાંડના લશ્કરની સંખ્યાની ચોકસ હદ હોવી જોઇએ.

૪. હવાઇ રક્ષણ તેમજ વ્યવહારને માટે બ્રીટનનાં વિમાનો માટે આયરલાંડમાં સગવડ કરી આપવી.

૫. બન્ને ટાપુઓ વચ્ચે પરસ્પર વેપારની છેક છૂટ રહેવી જોઇએ, કશી જગાત કે અટકાયત નહિ.

૬. અલ્સ્ટરની અલાયદી રાજ્યવ્યવસ્થાને, અલ્સ્ટરની પોતાની સંમતિ સિવાય, તોડી શકાશે નહિ.

પોતાની પ્રધાનમંડળી તરફથી ડી વેલેરા જે જવાબ વાળે છે તેનો એક જ ધ્વનિ છે. "તમારી સાથે પ્રથમ તો અમે ચોખેચોખો છૂટકારો જ ચાહીએ છીએ. બ્રીટીશ પ્રજાસંઘમાં રહેવું કે ન રહેવું એ અમારી મુન્સફી પર છોડો, શરત ન રાખો. બાકી પરસ્પરની સલામતીને ખાતર દરીઆઇ તેમજ હવાઈ ગોઠવણની જે કાંઇ શરતો સૂચવશો તેનો વિચાર કરવા અમે તૈયાર જ છીએ."

ત્યારથી માંડીને સપ્ટેમ્બરની ૧૪મી સુધી પત્રવ્યવહાર ચાલ્યો. પણ ડી વેલેરા લોઇડ જ્યોર્જની વાગ્જાળમાં ન ફસાયો. વડા પ્રધાનની દરખાસ્તના જૂદા જૂદા રૂપમાં એણે એકની એક વાત નિહાળી–બ્રીટીશ સામ્રાજ્યમાં સંસ્થાનની પદવી. ડી

વેલેરાએ પણ એક જ વાત પકડી કે "પ્રથમ તો સદંતર સ્વતંત્રતા."

૧૪મીએ ડેઇલની બેઠક મળી, પાંચ પ્રતિનિધિઓને અંગ્રેજ સરકારની સાથે મસલત કરવા મોકલવાનો નિર્ણય થયો. લોઇડ જયોર્જને કાગળ લખાયો કે "અમારી પ્રજાએ તો સ્વ-તંત્રતા ક્યારની યે જાહેર કરી દીધી છે. અને આયરલાંડ તો હવે એક કુલમુખત્યાર રાજ્ય છે. એટલે અમે તમારી સાથે વાતો કરવા આવીએ તે તો આવા સ્વતંત્ર રાજ્યના મોકલાયેલા પ્રતિનિધિઓ તરીકે જ."

આ કાગળ લઇને બે એલચીઓ ગયા.

લોઇડ જયોર્જે કાગળ ફોડયો. એ ફકરો એની આંખમાં ખટકયો. એણે એલચીઓને કહ્યું. "જાઓ પાછા આયરલાંડ, આ ફકરો કઢાવી આવો. ત્યાં સુધી હું એ કાગળને બીડેલો જ ગણીશ."

લોઇડ જયોર્જના હાથ હેઠા પડયા. એ કાગળ તો આયર-લાંડનાં વર્તમાનપત્રોમાં ક્યારનોયે પ્રગટ થઇ ચુકયો હતો.

ત્યાર પછી તા-૧૫મીથી તા-૩૦મી સપ્ટેમ્બર સુધી પત્રવ્યવહાર ચાલ્યો. સુલેહ પરિષદ ભરવાનું નક્કી થયું. ડી વલેરાએ પોતાની પ્રજાને ફરીવાર પેગામ પહોંચાડયો કે

"વિશ્વાસ રાખજો, સંયમથી વર્તજો, અડગ રહેજો, સાવધ રહેજો."

પરિષદ્ શરૂ થઇ. એ મહા વિકટ મામલાની અંદર આય-રીશ પ્રતિનિધિઓએ મસ્તક બહુ જ ઠંડુ રાખ્યું. ઘણાં વિઘ્નો આવ્યાં. આયરલાંડના સ્વમાનની ચકાસણી થવામાં કશી કચાશ ન હતી. પણ ડી વલેરા તો માથું મૂકીને બેઠા હતો.

એક બહુ રમુજી પ્રસંગ બની ગયો. રોમનગરથી ખ્રીસ્ત ધર્મગુરૂ પોપની તરફથી સમ્રાટ્ જ્યોર્જને એક અભિનંદનનો તાર મળ્યો કે આયરલાંડ સંબંધેના આ જુગજૂના કોયડાનો નિકાલ લાવવામાં આપને અમર યશ મળશે." સમ્રાટે જવાબ આપ્યો. તેમાં શબ્દો લખાયા હતા કે "આયરલાંડની અંદરની તકરારો." તત્કાળ ડી વેલેરાએ પોપને તાર કર્યો કે "ભ્રાંતિમાં પડશો નહિ. એ તકરાર આયરલાંડની અંદરની નથી, પણ ઈંગ્લાંડ અને આયરલાંડ વચ્ચેની છે; ને તેનું કારણ, અંગ્રેજની અમારા ઉપર પશુબળની સત્તાથી મંડાએલી જબરદસ્તી."

આવા ખુલાસાએ અંગ્રેજોની અંદર ચોમેર કોપ પ્રગટાવી મૂકયો. લોઈડ જ્યોર્જ બહુ ખીજાયો. એણે ધમકી આપી કે સુલેહ પરિષદ્‌ના કામમાં ડી વેલેરાએ બહુ જ વિઘ્ન ખડું કર્યું છે.

પણ ડી વલેરા તો થંડે મિજાજે વાટ જોતો બેઠો હતો. એને કશીચે ખુવારીનો ડર નહોતો. એનું કવચ હજુ ઉતર્યું નહોતું. એણે તો કેસરીયાં કરેલાં. નિર્ભય ચિત્તે એ પોતાની સ્વયંસેવક સેનાને તપાસતો તપાસતો દેશમાં ઘુમતો હતો.

ડીસેમ્બરની ૬ઠ્ઠી તારીખે સંધિની તમામ શરતો આવી પહોંચી. ડી વલેરાની આશા તૂટી પડી. પ્રતિનિધિઓ પાછા આવ્યા. ડેઇલમાં ભંગાણ [illegible]નાં ચિન્હો નજરે ચડી ચુકયાં. ડેઇલની સભા મળી. સંધિની શરતો જાહેર થઇ ચુકી.

## સંધિની શરતો

૧. આયરલાંડ બ્રીટીશ સામ્રાજ્યના પ્રજાસંઘની અંદર કાનડા આસ્ટ્રેલીયા, ન્યુઝીલાંડ અને દક્ષિણ આફ્રીકાના જેવીજ

રાજવહીવટી પદ્ધતી ભોગવશે. એને એક સ્વતંત્ર પાર્લામેન્ટ મળશે કે જેને આયરલાંડની અંદરના સુલેહ શાંતિ કે સુવહીવટના કાયદા ઘડવાની સત્તા રહેશે. બીજું એક કારોબારી મંડળ મળશે, જે એ પાર્લામેન્ટને જવાબદાર રહેશે. આયરલાંડના આવા રાજ્યબંધારણને " આયરીશ ફ્રી સ્ટેટ " [ મુક્ત રાજ્ય ] એવું નામ અપાશે.

૨. કાનડા સંસ્થાન અને અંગ્રેજ પાર્લામેન્ટની વચ્ચેનો સંબંધ જે જે કાયદાઓ, પ્રથાઓ અને રીવાજો ઉપર રચાયેલો છે તેજ પ્રકારના કાયદાઓ, પ્રથાઓ, અને રીવાજો ઉપર આયરીશ ફ્રી સ્ટેટ અને અંગ્રેજ પાર્લામેન્ટ વચ્ચેનો સંબંધ મંડાશે.

૩. જેવી રીતે કાનડામાં ગવર્નર જનરલ નીમાય છે, તેજ રીતે, તેજ ધોરણ ઉપર, આયરલાંડમાં પણ અંગ્રેજ તાજનો પ્રતિનિધિ નીમાશે.

૪. ફ્રી સ્ટેટની પાર્લામેન્ટના સભાસદોને, નીચે મુજબ કસમ લેવા પડશે.

" હું ધર્મસાક્ષીએ સોગંદ લઉં છું કે કાયદેસર સ્થપાયેલા આ ફ્રી સ્ટેટને હું વફાદાર રહીશ; તેમજ આયરલાંડ આ બ્રીટીશ સામ્રાજ્યના પ્રજાસંઘનું એક અંગ હોવાથી એ સામ્રાજ્યના શહેરી તરીકે રાજાધિરાજ જ્યોર્જ પાંચમાને તથા તેના વારસોને પણ વફાદાર રહીશ. "

૫. આજના દિવસ સુધીમાં જે મજમુ કરજ થયું હશે, તેમજ આજ રોજ સુધીમાં યુદ્ધને લગતાં જે જે પેન્શનો ચાલતાં હશે, તે બધાનો ભાગે પડતો વ્યાજબી હિસ્સો ભરી દેવાનું આયરીશ ફ્રી સ્ટેટ માથે લે છે. અને જો કશો ઠરાવ

વાંધા ભરેલો લાગશે તો બ્રીટીશ સામ્રાજ્યના એક કે એકથી વધારે પ્રજાજનોનું પંચ જે ફેંસલો લાવશે તે પ્રમાણે ચુકવી દેવાનું કબૂલ કરે છે.

૬. આયરલાંડના કિનારાનો બચાવ ફ્રી સ્ટેટ શી રીતે કરે, તેનું કરારનામું જ્યાં સુધી ઇંગ્લાંડ અને આયરીશ સ્ટેટ વચ્ચે ન થાય ત્યાં સુધી ગ્રેટબ્રીટન અને આયરલાંડનો દરીયાઈ બચાવ બ્રીટીશ સેના કરશે. છતાં આયરીશ ફ્રી સ્ટેટ, પોતાની ઉપજ અને મચ્છીઓના રક્ષણાર્થે જરૂરજોગાં વહાણો બાંધે તો તેમાં કશો બાધ નથી.

આજથી પાંચ વરસ પછી આ જળ–રક્ષણનો સવાલ પતાવવા આયરલાંડ અને ઇંગ્લાંડની સરકારના પ્રતિનિધિઓ એકઠા મળશે.

૭. આયરલાંડના ફ્રી સ્ટેટની સરકારે અંગ્રેજ સમ્રાટના લશ્કરને નીચે લખી અનુકુળતા આપવી પડશે:—

( अ ) સુલેહશાંતિના સમયમાં આયરલાંડનાં જુદાં જુદાં ચાર બંદરો ઉપરની બધી સગવડો, તેના રક્ષણની સત્તા, વહાણો નાંગરવાનાં બોયાં અને એ બધાં બંદરો ઉપર હવાઇ રક્ષણ માટેની અનુકૂળતાઓ વગેરે.

( ब ) વિગ્રહના વખતમાં, અગર તો કોઇ પરદેશી રાજ્ય સાથેનો સંબંધ બગડવાને સમયે, કિનારાના રક્ષણાર્થે જરૂરજોગાં માગીએ તેટલાં બંદરો અને બીજી સગવડો.

( क ) અંગ્રેજ સરકારની મંજુરી વિના આયરલાંડમાં સબમેરીનના તાર નહિ લાવી શકાય, અગર તો બહારના કોઇ મુકામની સાથે વ્યવહાર કરવા વાયરલેસ સ્ટેશન પણ નહિ સ્થાપી શકાય. તેમજ અત્યારે જે વસ્તુતિથિ ચાલુ છે તેને અંગ્રેજ સરકારની સંમતિ વિના રદ પણ નહિ કરાય. બીજી

બાજુ એ બધી ગોઠવણી કરવાની બ્રીટીશ સરકારને તો છૂટ જ રહેશે.

( ગ ) અત્યારે આયરલાંડના કબ્જામાં, જે દીવાદાંડી, બોયાં બત્તીઓ, કે બીજા વહાણવટાનાં સાધનો હોય, તેમાં વધારો કે ઘટાડો અંગ્રેજ સરકાર સાથે કરાર કર્યા વિના નહિ થઇ શકે.

૮. આયરલાંડની સરકાર જો રક્ષણ સેના રાખે તો એનું બ્રીટીશ લશ્કર સાથેનું પ્રમાણ, પ્રજાઓની પરસ્પરની વસ્તીના પ્રમાણ ઉપર નક્કી થવું જોઇએ. એથી વિશેષ નહિ.

૯. ઇંગ્લાંડ અને આયરીશ મુક્તરાજ્યનાં બંદરો પરદેશનાં વહાણોને માટે ખુલ્લાંજ રહેશે....

૧૦. રાજ્યસત્તાની અદલાબદલીમાં જે જે નોકરોને રજા આપવામાં આવશે, તે બધાને કાયદા મુજબ વ્યાજબી નુકશાની તેમજ પેન્શનો ચુકવવામાં આવશે.

૧૧. આ કરારનામું અંગ્રેજ સરકાર કબૂલ રાખે, ત્યારપછી એક મહિના સુધી, ઉત્તર આયરલાંડની જે અલાયદી પાર્લામેન્ટ છે, તેની સંમતિ સિવાય, આ નવું ફ્રી સ્ટેટ એ ઉત્તર પ્રદેશનાં પરગણાંને વરણીમાં ભેળવી નહિ શકે. મતલબ કે એને અડચણ કરી નહિ શકે.

૧૨. એક મહિનો વીત્યા પહેલાં, જો એ ઉત્તર પ્રદેશની પાર્લામેન્ટ અંગ્રેજ પાર્લામેન્ટને અરજી કરે કે “ અમારે તો જૂદાજ રહેવું છે, ” તો પછી એનું અલાયદું રાજ્યતંત્ર ૧૯૨૦ ના ધારા મુજબ જ ચાલવાનું, અને ઉત્તર રાજ્યના, તથા નવા ફ્રી સ્ટેટના સીમાડા નક્કી કરવા, બન્ને રાજ્યો તરફથી અકકેક પ્રતિનિધિનું મંડળ મળશે, જેની ઉપર અંગ્રેજ સરકારનો એક પ્રતિનિધિ પ્રમુખ તરીકે બેસશે.

૧૩. એ એક મહિનાની અંદર જો આવી કશી માગણી ઉત્તર પ્રદેશની પાર્લામેન્ટ ન કરે, તો પછી ઉત્તર પ્રદેશની પાર્લામેન્ટ તો ચાલુ રહેશે, પણ જે કાયદાઓ ઘડવાનો હક્ક એને નથી આપવામાં આવ્યો તે બધા કાયદા ફ્રી સ્ટેટની પાર્લામેન્ટ જ તેને માટે એટલે કે સમગ્ર આયરલાંડ માટે ઘડશે.

૧૬. ઉત્તર પ્રદેશની અગર તો ફ્રી સ્ટેટની–એમાંથી એકેય પાર્લામેન્ટથી એવા કાયદાઓ નહિ ઘડી શકાય કે જે અમુક કોઇ ધર્મને બાધક થાય, ધાર્મિક માન્યતાને કારણે કોઈ પણ સમુદાય ઉપર પક્ષાપક્ષી ચલાવે, જુદા જુદા પંથની જાહેર નિશાળોને રાજ્ય તરફથી મળતી મદદમાં પ્રતિબંધક થાય, વગેરે.

આ ખરડા ઉપર અંગ્રેજ સરકાર તરફથી સાત જણાની સહીઓ થઈ, અને આયરલાંડ તરફથી, ગ્રીફીથ, કોલીન્સ, વગેરે ૭ નેતાઓએ સહી કરી. એ છ જણા ખરડો લઇને આયરલાંડ આવ્યા. ડેઇલની ખાનગી બેઠકમાં એ કલમો ઉપર દિવસોના દિવસ સુધી ચર્ચા ચાલી. ગ્રીફીથે એ શરતોને અનુમોદન દીધું. એણે ઉદ્‌ગારો કાઢ્યા કે " ૧૧૭૨ ના વરસ પછી આજ પહેલી જ વાર આપણી સરકાર અને અંગ્રેજ સરકાર વચ્ચે, સમોવડીઆ તરીકે આ સંધિ થાય છે. આજે પહેલી જ વાર આપણી સમાનતાનો સ્વીકાર થાય છે, માટે જ હું આ સંધિને પડખે ખડો થાઉં છું. અમે આજે આપણો સ્વાતંત્ર્ય-ધ્વજ પાછો લાવ્યા છીએ. આજ સાત સો વરસ વીત્યે અંગ્રેજ સેના આપણો દેશ ખલી કરવાની છે."

કોલીન્સે અને ડુગાને પણ સમર્થ દલીલો આપીને સંધિને મંજુર રાખી, પરંતુ બાકીના બે જણાએ તો દિલ ખોલ્યું કે

" શું કરીએ ? વિગ્રહ સળગી નીકળવાના ભયથી જ અમે તો અચકાતે મને અમારી સહીઓ આપી છે ! "

પેલા શહીદ મેકસ્વીનીની બ્હેને લગભગ ત્રણ કલાક સુધી આ સંધિની સામે પોતાની વાણી ઝરતી રાખી, આખી સભા ચુપચાપ એ સાંભળી રહી. આખરે ડી વેલેરા ઉઠયો, એણે મક્કમ સ્વરે, વિના ઉશ્કેરાયે, અમૃતઝરણી ઝબાનમાં શરૂ કર્યું.

" હું આ સંધિની વિરૂદ્ધ પડું છું, કારણ કે બ્રીટીશ સામ્રાજ્યના પ્રજાસંઘમાં દાખલ થતાં આપની રાષ્ટ્રીય મહેચ્છાઓ મરી જશે.

હું આ સંધિની વિરૂદ્ધ જાઉં છું, તેથી એમ ન સમજશો કે હું યુદ્ધને–રકતપાતને ચાહનારો છું. ના, હું તો શાંતિનો પ્રેમી છું હું વિરૂદ્ધ પડું છું, કારણ કે આ સંધિ બ્રીટન અને આયરલાંડ વચ્ચેની સેંકડો વર્ષોની ખુનરેજી અટકાવી નહિ શકે.

આપણા સ્વાતંત્ર્યના મનોરથો અને બ્રીટીશ પ્રજાસંઘમાં આપણું સ્થાન, એ બે વાતોનો મેળ મેળવવા માટે આપણે ગયા. પણ આપણે તો એવું કાંઇક લઇ આવ્યા કે જેથી ઈંગ્લાંડ અને આયરલાંડ વચ્ચેની સમાધાની તો બાજુપર રહી–આપણી અંદરો અંદર પણ સમાધાની નહિ થાય, મહોબ્બત નહિ બંધાય.

આપણાં કરારનામાંની કસોટી કઇ ? કસોટી એક જ–કે પ્રજાનું હૃદય સંતોષાવું જોઇએ, આજ સેંકડો વર્ષો થયાં પ્રજાના અભિલાષોને પ્રગટ કરનારા સમુદાયનું મન માનવું જોઇએ. લોકો તો બિચારા લડાઇથી ખુબ થાકયા છે, એ તો પોતાના અભિલાષોના અસંતોષની પણ પરવા નહિ કરે, મળશે તે લઈ લેશે.

અત્યારે તો તમે ચુંટણીમાં ફાવી જશો, લોકો તમને મત આપી દેશે, પણ યાદ રાખજો કે યુનીઅને આપણા ઇતિહાસમાં જે જે ખુવારીઓ લખેલી છે તે જ ખુવારી આ સંધિને હાથે પણ લખાવાની, અને પીટને પોતાની મહેનતનું ને ફળ મળ્યું તેજ લોઇડ જ્યોર્જને મળવાનું છે.

આ કરારનામા ઉપર આપણા પ્રતિનિધિઓએ શી રીતે સહીઓ કરી છે ને જાણો છો? આપણા તરફથી એકમતે જે શરતો પેશ થઇ તેને અંગ્રેજ પ્રધાન મંડળે ઉથલાવી પાડી–પીસ્તોલ બતાવીને ઉથલાવી પાડી! શી રીતે? આપણને તાત્કાલિક યુદ્ધનો ભય બતાવ્યો! ત્યારે પછી આ કરારનામા ઉપર સહી કરવી પડી. આપણી પ્રજા એ કરારનામાને મંજુર નથી રાખવાની. કારણ કે આપણા પ્રતિનિધિઓએ તો એ ધમકીને વશ થઇને જ પોતાનાં કાંડાં કાપી આપ્યાં છે.

મારી–બલ્કે આખા પ્રધાનમંડળની તો કોઇ એવો ઠરાવ થયેલો જોવાની મુરાદ હતી કે જેને બળે, આયરીશ બચ્ચો જગતના એક સમાન શહેરી તરીકે અંગ્રેજ બચ્ચાની સાથે હાથ મિલાવી શકે.

પરંતુ આ ઠરાવ તો અંગ્રેજ સત્તાને જ આપણા રણીધણી બનાવશે.

તમે એ બંધારણને અને એ પરદેશી રાજાને વફાદારીના કસમ શી રીતે લેશો? પ્રજાસત્તાકનો પ્રતિનિધિ જો પ્રજાને એવું કંઇક કરવાનું ફરમાવે કે જે પ્રજાસત્તાકની વિરૂદ્ધ જતું હોય, તો પછી એ ફરમાવાનારો પ્રજાસત્તાકને ઉંધું જ વાળે છે એમ ગણાય.

અંગ્રેજોની આયરલાંડ ઉપરની સત્તા કબૂલ રાખનાર કોઇ ખરડા પર સહી કરવી, તેના કરતાં તો બહેતર છે કે આપણા સિતમગારો જ્યાં સુધી જીવે ત્યાં સુધી એના ગુલામ બની રહેવું.

જો અંગ્રેજ સરકારે તમને 'હોમ રૂલ' જેવું કંઈક બક્ષ્યું હોત તો હું કહેત કે "ચાલશે, લઇ લ્યો. આપણે જાણુશું કે આપણુને-બંદીવાનોને-હારોગો નાના ખંડમાંથી એક વિશાળ ઓરડામાં ઉપાડી જાય છે. પણુ એથી હું એમ ન કહેત, કે "દસ્તાવેજ કરી આપો, આપણુને સંપૂર્ણ 'સ્વતંત્રતા મળી છે."

આ સંધિ ઉપર ચર્ચા કરવાની જરૂર નથી. એને મંજુર રાખવી એ આપણી પદવી વિરૂદ્ધનું છે. આપણે તો આંહી સદંતર સ્વતંત્ર હાજ્યના રક્ષક બનીને ઉભા છીએ, આપણા રાજ્યે તો ક્યારની યે સ્વાધીનતા જાહેર કરી દીધી છે.

જગતની સમીપે તમે જો દંભ કરવા બેસશો કે આથી તમે ચિરંજીવ સુલેહનાં બીજ રોપો છો, તો તમે આયરલાંડનું અહિત જ કરી બેસશો. તમે તો બરાબર સમજો છો કે ભલેને આપણા બંધુ ખુદ ગ્રીફીથ અને કોલીન્સ જઇને ડબ્લીનના કિલ્લા ઉપર કોઇ નવું રાજ્યશાસન સ્થાપી આપે; તોપણુ, જ્યાં સુધી આપણી પ્રજા એને મંજુર ન કરે ત્યાંસુધી એ નવું શાસન-આપણાં ભાંડુઓનું શાસન પણુ અંગ્રેજ રાજ્યના જેવું જ, પચાવગીરીનું શાસન ગણાય.

આંહી બિરાજેલા સહુને ખબર છે કે લંડન જઈ આવનાર આપણા પ્રતિનિધિઓ ઉપરના હુમલાઓની સામે મ્હારા જેટલું અન્ય કોઇ નથી ઝુઝયો. એ બંધુઓને તો એક પ્રચંડ ફોજ જે કામ નં કરી શકે તે કામ કરવાનું હતું.

હું કબૂલ કરૂં છું કે પોતાની જન્મભૂમિ ઉપરના અતિશય વ્હાલથી દોરાઇને જ તે બંધુઓએ સહી કરી આપી છે; તેઓ દેશમાં જલ્દી શાંતિ સ્થાપવા આતુર હતા.

હું પણુ આયરલાંડની આબાદી જોવા તલસી રહ્યો છું. પણુ મને મારા વતનની ઇજ્જત આબરૂ એની આબાદીની કરતાં યે

વધુ વ્હાલી છે. આયરલાંડને શરમથી નીચે જોવું પડે એવું કશું યે હું ન જ કરૂં. ફરી પાછું આયરલાંડ શત્રુઓના પગતળે છુંદાઇ જાય એ મારે કબૂલ છે; પણ કોઇ દસ્તાવેજ પર સહી કરીને પરસત્તાને પોતાનો વહીવટ સોંપી દેવો, એ બેશરમી તો હું મ્હારી માતૃભૂમિના મ્હોં ઉપર દેખી નહિ શકું.

એના આત્મ–ગૌરવને વેચી મારીને હું એને સુખ સંપત્તિ અપાવું એવું મ્હારી જન્મભૂમિ કદાપિ ન સાંખે.

અલબત, આયરીશ પ્રજા ચાહે તો અંગ્રેજ પ્રજાસંઘમાં ગમે ત્યારે દાખલ થઈ શકે; ચાહે તો સુખેથી અંગ્રેજ રાજાને પોતાનો રાજા બનાવી શકે. પરંતુ આ મડંળી શું એમ માને છે કે સાત સાત શતકો સુધી લોહી રેડયા પછી આજે બે વરસની અંદર આયરીશ પ્રજા એટલી બધી ઉતરી ગઇ છે કે હવે એ બ્રીટીશ સામ્રાજયમાં દાખલ થવા ચાહે છે ?

આજ શું એવો અધ:પાત મારા દેશ પર આવી ગયો કે જે પરદેશી રાજાની સેના સામે મ્હારા દેશબાંધવો આજસુધી ઝુઝતા આવ્યા, જે રાજાને નામે છેલ્લાં બે વરસ થયાં અપરંપાર અત્યાચારો ચાલી રહ્યા છે, તેજ પરદેશી રાજાને મારાં ભાંડુઓ રાજા બનાવવા તત્પર થયા છે? જો એમ હોય તો એ જયોર્જ નહિ, પણ લોઇડ જયોર્જ જ આપણો માલીક બની બેસશે.

આ સંધિને શું પ્રજા વધાવી લ્યે છે ? કરો કસોટી. બોલાવો રાજા જયોર્જને ડબ્લીનમાં આપણી પાર્લામેન્ટ ખોલવા. શેરીએ શેરીએ તમે કાળા વાવટા ઉડતા નિહાળશો. પોતાના રાજાને કાળા વાવટા બતાવીને અપમાન દેવાતું સાંભળીને અંગ્રેજો શું કહેશે ? આપણી અને તેઓની વચ્ચે કદી મહોબ્બત બંધાશે? કરો કસોટી. જો સંધિ સાચી હોય તો બોલાવો રાજા જયોર્જને.

શા માટે ન બોલાવી શકો? જો સાચેસાચી સંધિ થતી હોય તો પછી, ફ્રાંસ અમેરીકા અગર ચાહે તે મિત્રપ્રજાના અધિપતિને તમે જેમ તમારે આંગણે બોલાવી શકો અને અંતરનો સત્કાર આપો—મિત્ર તરીકે સત્કાર આપો, માલીક તરીકે નહિ, તેવીજ રીતે તમે રાજા જ્યોર્જને યે બોલાવી શકો. પણ ના. રાજા જ્યોર્જ તો આંહી આયરલાંડની માલીકીનો દાવો લઇને આવે! મિત્રદાવે નહિ, પણ પચાવગીર તરીકે આવે! માટેજ હુ વિરૂદ્ધ પડું છું. આ સંધિમાં આપણી શાંતિ નથી.

આપણી માતૃભૂમિનું કમભાગ્ય કે કેવળ આ ઇંગ્લાંડ સાથેના સંબંધને કારણે જ આજ આટલાં શતકો થયા આપણા ઘરગથ્થુ કજીઆ આપણે હાથ ધરી ન શકયા. અને આ કરાર જો મંજુર થાય તો પછી એ કમભાગ્ય કાયમ રહેવાનું.

ટુંકામાં હું આ સંધિનો ઇન્કાર કરૂં છું, તેનાં બે કારણો છે. એક તો એ આપણી સ્વાધીનતા વેચાવી મારે છે. આપણુને કાયદેસર, આપણી મંજુરી સાથે, બ્રીટીશ સલ્તનતના કબ્જામાં ઘસડી જાય છે. એ સંધિ અનુસાર તો બ્રીટીશ સલ્તનતનો ધણી ફક્ત પ્રજાસંઘના મુરબ્બી તરીકે આપણો મુરબ્બી નથી બનતો પણ સીધેસીધો આયરલાંડનો રાજા બની બેસે છે—એથી તો આયર્લાંડના પ્રધાનો એ રાજાના પ્રધાનો બનશે. આપણું લશ્કર તે "રાજાનું લશ્કર" ગણાશે. ("ના, ના" ના અવાજો)

તમે ભલે ને ના કહો! એક દિવસ તમે જોશો કે "રાજાના પ્રધાનો" (H. M's Ministers) અને રાજાનું લશ્કર (H. M's-Army) એ કેવળ શબ્દોજ નહોતા. એ સાચી વાતો હતી. જો એ શબ્દોનો કશો ઉંડો મર્મ ન હોત તો એ સંધિની અંદર લખાતજ નહિ.

હું તો માનું છું અને કહું છું કે મારા વેણુ નોંધી લ્યો–આયરલાંડનો મુખ્ય સત્તાધીશ અંગ્રેજ રાજાજ બનવાનો; એટલે કે અંગ્રેજ રાજસત્તા બનવાની. એ રાજસત્તાને બળે જ તમારા પ્રધાનો અમલ ચલાવવાના અને તમારા સૈનિકો પણુ એ સેનાધિપતિનેજ—એ અંગ્રેજ રાજાનેજ–વફાદારીના સોગંદ લેવાના.

આજ આ દસ્તાવેજ પર સહી કર્યા પછી શું તમે તમારો રાહુ બદલી શકુવાના? કદી નહિ. તમારી તાકાત નથી.

તમે તો આજ એવો ફડચો કરવા બેઠા છો કે જેથી તમારાં સંતાનોના–તમારી ભાવિ પ્રજાના–માર્ગ ઉપર એક દિવાલ ખડી થઇ જાય છે. પારનેલ પણુ એવો જ નિકાલ લાવવા મથતો હતો. છતાં એણે તો સુણાવેલું કે

" મને–કોઇને–ભાવિ પ્રજાના માર્ગ ઉપર દિવાલ ચણી લેવાનો અધિકાર નથી. " પરંતુ તમે તો આજે આ દસ્તાવેજ ઉપર તમારી કુલમ ચલાવીને, તમારાં કાંડાં કાપી દઇને, તમારી આખી ઓલાદનો રસ્તો બંધ કરવા બેઠા છો. "

ડી વેલેરા બેસી ગયો, સ્તબ્ધ બની રહેલી એ ડેઇલમાં ડી વેલેરાએ પોતાની " સામી શરતો " રજુ કરી. એ તો સદંતર મુક્તિથી ઓછેરૂં લગારે માગતો જ નહોતો. છતાં ઐકય ટકાવવાની ખાતર એણે ઇંગ્લાંડથી આવેલા કોલકરારોમાંથી થોડીએક કલમો પોતાના નવા ખરડામાં પણુ દાખલ કરી હુતી. એની " સામી શરતો " એ મુદ્દા ઉપર રચાયેલી હતી.

(૧) સામાન્ય હિતની બાબતો પૂરતો જ બ્રીટીશ પ્રજાસંઘની સાથે બાહ્ય સહકાર આપણે કરવો.

(૨) જેવી રીતે ફ્રાંસ, જાપાન, ઇંગ્લાંડ વગેરે રાજયો પ્રમુખ વીલ્સનને અગર ઈટાલીના રાજેન્દ્રને પ્રજાસંઘના પ્રમુખ તરીકે

મંજુર કરે, તેવી રીતે જ, અંગ્રેજ રાજેન્દ્રને બ્રીટીશ પ્રજાસંઘનો માત્ર પ્રમુખ જ બનાવવો.

એ "સામી શરતો" નો ખરડો પડયો રહ્યો. સંધિના કોલકરાર ઉપર મત લેવાયા. મત ૬૪ તરફેણમાં, અને ૫૭ વિરૂદ્ધમાં પડયા. ૧૯૨૨ના જાન્યુઆરીની એ ૭મી તારીખ હતી.

૯મી તારીખે ડી વેલેરા ડેઇલ ઇરીનના સિંહાસન પરથી નીચે ઉતર્યો, અને ગ્રીફીથ પ્રમુખ ચુંટાયો. ગ્રીફીથે પોતાનું પ્રધાનમંડળ ગોઠવી દીધું.

૧૪મી તારીખે એ નવી પાર્લામેન્ટે સર્વાનુમતે સંધિ સ્વીકારી. કામચલાઉ રાજ્યતંત્ર ગોઠવાયું.

૧૬મી તારીખે એ 'ડબ્લીન કેસલ' પાંચસો વરસનો પુરાણો અંગ્રેજ રાજ્યસત્તાનો કિલ્લો, હજારો અત્યાચારોનો જન્મદાતા, આયરીશ સેનાધિપતિ માઇકલ કોલીન્સના હાથમાં સોંપાયો.

૧૮મી તારીખે આયરીશ રાજ્યવહીવટનાં જૂદાં જૂદાં ખાતાં પોતાના પ્રધાનમંડળમાં સુપ્રત થઇ ગયાં અને બેન્ક ઓફ આયરલાંડને પોતાના શરાફ નીમીને આયરીશ સરકારે પોતાની અલાયદી નાણાંપ્રકરણી ગોઠવણ આદરી દીધી.

૨૧મી તારીખે ઉત્તર પ્રદેશની સરકાર સાથે કરારનામું થયું કે ઉત્તર પ્રદેશમાં બનતી ચીજો ઉપર જે બહિષ્કાર ચાલતો હતો. તે ઉઠાવી લેવો. એ રીતે બન્ને પ્રદેશો વચ્ચે મહોબ્બત શરૂ થઈ.

## પ્રસવકાળની વેદના

પોતાની માતૃભૂમિનું લગારે અપમાન ડી વેલેરા સાંખી શકયો નહિ. એને લાગ્યું કે અતિ પ્રાચીન એક પ્રજા આજે બ્રીટીશ સામ્રાજ્યનાં ન્હાંના ન્હાનાં, જંગલી સંસ્કૃતિવાળાં, બુરી ભાવનાથી ભરેલાં સંસ્થાનોની સાથે આસન લ્યે છે. એ

દર્દથી પીડાતો ડી વેલેરા પોતાના પંદર પંદર વરસના સાથીઓથી, પોતાના વ્હાલામાં વ્હાલા પૂજનીય પ્રેરક શ્રી ગ્રીફીથથી છૂટો પડી ગયો. સંબંધ તોડી નાખ્યો એટલું જ નહિ, પણ સામા મોરચા માંડયા. ગ્રીફીથને અને એના સાથીઓને હૈયે એ કાંઇ જેવો તેવો આઘાત નહોતો. એપ્રીલ મહિના સુધી એ ઉદાર મિત્રોએ ડી વેલેરાને વિષ્ટિનાં, સમાધાનીનાં કહેણ મોકલ્યાંજ કર્યાં. પણ ડી વેલેરાનો જવાબ એકજ હતો. લગારે છૂટછાટ મૂકવી, એ એને મન તો બહુ વસમું હતું. માતાના ગૌરવ ઉપર આકરો ઘા પડતો હોય એવું જ એને લાગ્યા કરતું-ખટકયા કરતું. એ યુવાન ગ્રીફીથના હાથમાંથી આખરે ગયો.

પણ દુ:ખની બીના તો એ બની કે રીપબ્લીકન સેનામાં પણ ભંગાણ પડયું. ઘણા મરણીયા ડી વેલેરાની સાથે આવી નીકળ્યા. એ બધાએ પોતાની જ નવી સરકાર સામે મારફાડ આદરી. ઓકોનોરના સેનાપતિપદ નીચે એ સેનાએ સરકારી મકાનો પર હલ્લાઓ આદર્યા.

ડી વેલેરાના કબ્જામાંથી પણ જાણે એ સેના છટકવા લાગી. ડબ્લીન અને કોર્ક નગરની આસપાસ 'મુક્ત રાજ્ય'ના લશ્કર સાથે ઝપાઝપી જામવા લાગી. 'મુક્ત રાજ્ય'ના એક સેનાપતિનું ખૂન પણ થઇ ગયું. પછી તો રીપબ્લીકન સેનાનાં માણસો પણ પકડાવા લાગ્યાં. ઘરમાં જ ઉભાં થયેલાં એ ઘમસાણો આયરલાંડના સુયશ પર કાળી ટીલી જેવાં દેખાય છે.

'મુક્ત રાજ્ય'ના વિરોધીઓએ કેટલીએક સભાઓ ઉપર મનાઇના હુકમો મોકલ્યા. એવી એક સભામાં 'મુક્ત રાજ્ય'નો સેનાધિપતિ શ્રી કોલીન્સ ગયો. જઇને પાછો આવતો હતો, ત્યારે રસ્તામાં એના ઉપર પણ હલ્લો થયો. પણ બહાદુર કોલીન્સ

અદ્ભૂત વીરતા દાખવીને બચી ગયો. આયરલાંડના મુગટમણિ રૂપ એ ત્રિપુટી–ડી વેલરા. ગ્રીફીથ અને કોલીન્સ–એમાંના જ માનીતા કોલીન્સનો જાન લેવા જ્યારે કોઇ આયરીશ બચ્ચો હાથ ઉપાડે, ત્યારે તો ગ્રીફીથના દુઃખનો પાર ન રહે. પછી તો એ રીપબ્લીકન સત્તાની અન્યાયી આજ્ઞાઓને પડકારીને ગ્રીફીથ પોતેજ એવી પ્રતિબંધવાળી સભાઓમાં જવા આવવા લાગ્યો. છતાં ગ્રીફીથની કોશીશો તો ડી વેલેરાને હરકોઇ ઇલાજે વશ કરવાની–મનાવવાની જ હતી. ' મુક્ત રાજ્ય ' ની બેન્ક ઉપર રીપબ્લીકન લશ્કરે ધાડ પાડી, પચાસ હજાર પોંડ કબ્જે કર્યા, ઘણો ઘણો ત્રાસ ફેલાવ્યો, તો યે ગ્રીફીથ અને કોલીન્સનું ધૈર્ય ખુટયું નહિ.

રીપબ્લીકન પક્ષ અને ' મુક્ત રાજ્ય ' વચ્ચે એક વખત કોલકરાર પણ થયા કે સુલેહ શાંતિ બરાબર સાચવવાં. પણ એ કરારો ટકયા નહિ. સામસામા ગોળીબાર ચાલવા લાગ્યા. એ ભાઇભાઇઓના પરસ્પર રક્તપાત જોઇને કરૂણા વછૂટે. સાથે સાથે બન્ને પક્ષના ટેકીલા શુરવીરોને કેવળ એક માતૃ-પ્રેમને ખાતર અજબ વીર્ય દાખવતા, હસીને મરતા જોઇને ઉંડાં માન ઉપજે,

આખરે ' મુક્ત રાજ્ય ' ની સેનાએ રીપબ્લીકન લશ્કરનો કબ્જો ડબ્લીન નગર પરથી ઉખેડી નાખ્યો, પશ્ચિમ દક્ષિણ તરફ એને હાંકી કાઢયા. તો યે છૂપાં અને છૂટાં છવાયાં ધીંગાણાં ચાલુ જ રહ્યાં. એ બહારવટાં હજુ યે બંધ પડયાં નથી.

બીજો હાહાકાર ઉત્તર પ્રદેશમાં વર્તી ગયો. કોલકરારની કલમ મુજબ એ રાજ્યના સીમાડા નક્કી કરવા ત્રણ સારામાં સારા પ્રતિનિધિઓ નીમાયા પણ એ પ્રદેશની રાજધાની

બેલ્ફાસ્ટ નગરીમાં તો અલ્સ્ટરવાસીઓએ પોતાના કેથોલીક બંધુઓની કતલ આદરી દીધી—પછી એ બંધુ સીનફીનર હોય, રાષ્ટ્રવાદી હોય, કે જેણે કદી યે રાજ્યદ્વારી ચળવળમાં પગલું પણ પણ નથી માંડયું એવો નિર્દોષ પ્રજાજન હોય. પુરાતન રશીયામાં જેમ યાહુદીઓને, મરદોને, ઓરતોને કે બચ્ચાંને, કેવળ યાહુદી હોવાને કારણે જ ફાવે તેમ રેંસી નાખવામાં આવેલા, તેજ મિસાલે આંહી પણ રોમન કેથોલીકોની એ એ હત્યા મંડાઇ હતી. અલ્સ્ટરવાસી પ્રોટેસ્ટંટોને પણ જરા યે ઝંપ નહોતો. એના સીમાડા ઉપર બંડખોર રીપબ્લીકનો આવીને ત્રાસ વર્તાવતા. પ્રોટેસ્ટંટોનાં મકાનો પણ બાળી મૂકતા.

સામી છાતીનાં ધીંગાણાંમાં બંડખોરો ટક્કર ન ઝીલી શકયા, એટલે તેઓએ લોકોને સતાવવાના માર્ગો લીધા. રેલગાડીનાં એન્જીનોમાંથી ડ્રાઈવરને ઉતારીને એન્જીનો છૂટાં મૂકે, પુલો તોડી નાખે, તારનાં દોરડાં કાપી નાખે, સભાઓ વિખેરી નાખે. એ પ્રકરણ તો ડી વલેરાની કીર્તિને કલંકિત કરનારૂં બની રહ્યું છે.

ગ્રીફીથ અને એના સાથીઓએ અતૂલ સહનશીલતા બતાવી. ડીસેમ્બરમાં જ્યારે સંધિ મંજુર થઇ, ત્યારે જ આખા દેશમાં એક પછી એક જીલ્લાસભા પોતાનું અનુમોદન આપતી આવી. ગ્રીફીથના હૃદયમાં તો ખાત્રી થઇ ગઇ કે પ્રજાના ૯૮ ટકા લોકો સંધિની તરફેણમાં છે. છતાં એણે તુરત જ નવી ચુંટણી જાહેર ન કરી. કારણ, એના દિલમાં આશા હતી કે ડી વેલેરા સમાધાની પર આવશે. એ આશામાં ને આશામાં નવી લોક-ચુંટણી છ મહિના સુધી ગ્રીફીથે ઠેલી રાખી, પણ ડી વલેરાનું રૂંવાડું ફરકયું નહિ.

ત્યાર પછી ડી વેલેરાની સાથે કોલકરાર થયા. તે પણ પળાયા નહિ. આ બધું જોઇને અંગ્રેજ સરકાર વ્હેમમાં પડી કે ગ્રીફીથના પક્ષકારો પણ કદાચ સંધિને તુચ્છકારવાનો ઇરાદો કરતા હશે ! એણે ગ્રીફીથની સરકારને ફબાણ કર્યું, પોતાનો સંશય પ્રગટ કર્યો.

જૂનં મહિનામાં ગ્રીફીથની સરકારે ચુંટણી જાહેર કરી. પ્રચંડ અવાજે લોકોએ સંધિનો પક્ષ કર્યો. ડી વલેરા ચુંટણી-માં હારી ગયો. ચુંટાયેલા લગભગ તમામ ઉમેદવારો ગ્રીફીથ-ના જ દળના હતા—અપવાદ એક જ, મેકસ્વીનીનાં બ્હેન. ચુંટ-ણીનું કાર્ય શાંતિથી ખતમ થયું.

પ્રજા આવી રીતે શાંતિ ચાહતી હતી. પણ રીપબ્લીકનોનાં તોફાન ચાલુ જ રહ્યાં. આખરે ઓગસ્ટ મહિનાની ૧૩મી તારીખ આવી પહોંચી. આયરલાંડના આકાશમાંથી જાણે કોઈ વજ્ર તૂટી પડ્યું. પ્રમુખ ગ્રીફીથ મરણ પામ્યો. એની બિમારી-ની બહુ જ થોડાને ખબર હતી. એ ગયો, અને દેશ ઉપર ગમગીનીનું વાદળ ઘેરાઇ ગયું.

## ગ્રીફીથ

એણે આયરલાંડને ચોપડે શી શી સેવા નોંધાવી છે તે બહુ થોડાને જ સમજાશે. પીઅર્સની પેઠે એને તો સસ્તી શહીદી યે ન સાંપડી, ન તો ડી વલેરાની માફક એણે દુનિયાને પોતાની વાણીથી મોહિની લગાડી. સ્હેલાઇથી યશસ્વી થવાનું એના કિસ્મતમાં નહોતું. એની કસોટી બહુ આકરી બની ગઇ.

આજથી પચીસ વરસને વીંધીને નજર ૧૮૯૮ના વરસ ઉપર પહોંચે છે. કોમ્પોઝીટરનું કામ કરી કરીને પરદેશમાં

રઝળાતો આ યુવાન કોઇ અલૌકિક સામર્થ્ય સાથે આયરલાંડમાં આવ્યો. એક તરફ સડેલો પાર્લામેન્ટનો સમુદાય, બીજી બાજુ તરંગી ફેનીઅન મંડળી—કોઇ વિનાશક જન્તુનાં એ બે ભયાનક જડબાંની વચ્ચે પોતાની જન્મભૂમિને એણે છુંદાતી જોઇ. આત્મ-ભાન ભૂલેલાં એનાં દેશબંધુઓને એ શું કહી શકે? એણે તો બન્ને માર્ગે આયરલાંડનું નિકંદન જ નિહાળી લીધું. એના મસ્તકમાં તો હંગેરીના પુનરૂદ્ધારની ઘટના ઘુમી રહી હતી. ન શસ્ત્ર, કે ન સહકાર, પણ કેવળ અસહકાર, કેવળ સ્વાવલંબન—એમાંજ એણે મુક્તિ માની. હંગેરીના યુગપ્રધાન ફ્રાંસીસ ડીકના જીવન-પ્રવાહમાંથી એણે પ્રેરણાનો પ્યાલો પીધો. આશરે બસો વરસ ઉપર આસ્ટ્રીયાની જુલ્મી રાજસત્તામાંથી હંગેરી અસહકારને માર્ગે શી શી ખુબી કરીને સ્વતંત્ર બની ગયું એનો અભ્યાસ કર્યો. ૧૯૦૩ની અંદર એણે એ નવો કાર્યક્રમ પોતાની પ્રજા સમક્ષ રજુ કર્યો. લોકોએ અટ્ટહાસ્ય કર્યું, ગ્રીફીથને ગાંડો ગણ્યો. એને શિરે તિરસ્કાર અને મશ્કરીની વૃષ્ટિ થઇ. હંગેરીની એકએક ઘટનાને વીણી વીણીને બતાવી, આયરલાંડની સાથે સરખાવી, દલીલ પુર:સર પરિણામોનાં અનુમાન કરી દેખાડયાં—પણ વ્યર્થ.

એણે હતાશાનો નિ:શ્વાસ ન નાખ્યો. ડબ્લીનની શેરીના એક મકાનના છેલ્લા મઝલાની ન્હાની ઓરડીમાં એણે તપશ્ચર્યા આદરી. "કેલ્ટીક ઝબાનની સાહિત્ય મંડળી" સ્થાપી. એ ઓરડીની અંદર આયરલાંડના ભાગ્ય-લેખ લખાયા, દેશના તરંગી સ્વપ્નદર્શી, આદર્શઘેલા તરૂણો એની ચોમેર વીંટળાવા લાગ્યા. એ તરંગીઓના તરંગોને ઉભા રહેવા એણે વ્યવહારૂ યોજનાનાં આસન દીધાં. આદર્શઘેલડાંના ખાલી હાથમાં એણે રાષ્ટ્ર-વિધા-

નનાં ઓજાર મૂક્યાં. ડગ્લાઝ હાઇડની કવિતામાં, કલ્પનામાં એણે તાલ, છંદ, અને નિયમો ગોઠવ્યા.

ડગ્લાઝ હાઇડનું એ "ગેલીક લીગ"—એ સાહિત્ય મંડળ—દેશમાં જૂની સ્ફુરણાઓ સંચારી રહ્યું હતું. દેશને ખુણે ખુણે પુરાણી કવિતાના ધન જામતી હતી. ગેલીક લીગ દેશમાં પ્રેરણા મૂકતું જાય, પાછળ પાછળ ગ્રીફીથનો સ્વરાજ મંત્ર-અસહકાર-મંત્ર ફુંકાતો જાય.

ડબ્લીનના રસ્તા ઉપર એક રાત્રીએ પોતાના એક મિત્રની સાથે દેશોદ્ધારનું ચિંતવન કરતા એ ચાલ્યો જતો હતો. તેવામાં પાછળથી એક બદમાશે એની ટોપી પર ટકોર મારી. ગ્રીફીથે પાછું ફરી જોયું. પણ બદમાશ તો જાણતો જ ન હોય તેમ ચાલ્યો આવતો હતો. ફરી ટકોર મારી. ગ્રીફીથ પાછો ફર્યો, પોતાનો રાઠોડી હાથ બહાર કાઢ્યો, બદમાશને ઠોંસો લગાવી ભોંયપર પછાડ્યો. ત્યાં બીજા બે બદમાશો આવી પહોંચ્યા, ગ્રીફીથને ઘેરી વળ્યા, રમખાણ શરૂ થઈ જાત, તેટલામાં તો લોકોના એક ટોળા સહિત એક સાર્જન્ટ આવીને ઉભો રહ્યો. સાર્જન્ટે બદમાશોનાં કાંડાં પકડ્યાં, અને ગ્રીફીથ તરફ ફરીને અદબથી પૂછ્યું, "સાહેબ, આ ગુન્હેગારો મને સોંપશો?"

"કદી યે નહિ" ગ્રીફીથે ઉત્તર આપ્યો. સાર્જન્ટ ઝંખવાણો પડી ચાલ્યો ગયો. અસહકારનો બંદો ગ્રીફીથ રસ્તે પડ્યો, કેમ કાંઇ બન્યું જ ન હોય તેવી શાંતિથી દેશોદ્ધારની વાતોમાં નબગ્યો.

'યુનાઇટેડ આયરીશ મેન' નામનું વર્તમાનપત્ર એણે ખડું કર્યું. આયરલાંડના ઉત્તમોત્તમ કવિઓની અને લેખકોની લેખની એ પત્રનાં પાનાં પર ચડી ચુકી. સાહિત્યની આખી હીલચાલનો

પ્રવાહ એ પત્ર વાટે વહેતો થયો. પાંચ પાંચ વરસ સુધી ચાલીને એ પત્ર મરી ગયું. એ મર્યું, પણ 'સીનફીન'નો જન્મ તો થઇ ચુકયો. ૧૯૦૪માં હસી કઢાયેલી એની યોજના લોકોનાં દિલ ડોલાવવા લાગી.

'સીનફીન' સાપ્તાહિક શરૂ થયું. પછી એના મરણની રાખમાંથી સીનફીન જનમ્યું, રોજીંદુ. ત્યાર પછી 'એઠર' નો જન્મ થયો. પણ સરકારની છુરીએ એને છેદી નાખ્યું. પાગલ બનેલો ગ્રીફીથ એટલેથી શી રીતે અટકે? એની લેખિની તલસતી હતી. એણે "ગુંદર અને કાતર" નામનું પત્ર ખોલ્યું. એ પત્રમાં પોતાનો એક શબ્દ પણ નહિ! કેવળ સરકારી પક્ષનાં વર્તમાનપત્રોના ઉતારા! પણ એ અવતરણો વીણવાની ખુબી, સરકારી પોકળ પ્રગટ કરવાની ગ્રીફીથની એ મુંગી મુંગી અજબ બુદ્ધિ સરકારથી સહેવાય શાની! પાંચ અઠવાડીયામાં જ 'ગુંદર કાતર' ગુજરી ગયું. પછી તો 'નેશનાલીટી' (રાષ્ટ્રત્વ) અને છેલ્લે 'યંગ આયરલાંડ' (તરૂણ આયરલાંડ) પણ નીકળી ચુકયાં.

આવાં છ છ પત્રોનાં ઘણાંખરાં પાનાંમાં એની પ્રતિભાશાળી કલમ જ ઘુમ્યા કરતી. વાક્ચાતુરી ન જાણનારા એ અબોલ યોદ્ધાએ ચુપચાપ પ્રજામાં પોતાના પ્રાણને સીંચી દીધો. અને પહેલેથી છેલ્લે સુધી એ કંગાલ હતો. ભૂખમરો એના દરવાજા ઉપર ટકોરા દેતા હતો. બીજી બાજુ દુનિયાની બેસુમાર દૌલત એના વાટ જોઇને બેઠી હતી. એક રેલ્વેની ટીકીટ લઇને ગાડીમાં બેસી જાય એટલી જ વાર હતી. લક્ષાધિપતિઓનાં કહેણ એના ગજવામાં પડયાં હતાં. પણ ગ્રીફીથનો પ્રાણ તો કોઇ જૂદી જ દૌલતની પાછળ ખુવાર થવા ચાલી નીકળ્યો.

એક દિવસ અટ્ટહાસ પામેલા એ પાગલનું નામ દેશભરમાં ગુંજી ઉઠયું. 'સીનફીન'નાં રાજ્ય સ્થાપાયાં. પણ કીર્તિનો મુગટ એણે કદી પહેર્યો નથી. ૧૯૧૯માં એણે ડી વેલેરાને જ સારથીપદ દીધું. ગ્રીફીથ તો એ બધાની પાછળ ગુપચુપ મજુરી કર્યા કરતો, વ્યૂહરચના આલેખ્યા કરતો.

આખરે ૧૯૨૧ના ડીસેમ્બરની એ મસલતને ટાણે લંડનના ભયાનક ધુતારાઓની વચ્ચે ગ્રીફીથે દાખવેલ સંયમ, દઢતા અને ચપળતા બીજો કોણ બતાવી શકે? એણે આયરલાંડની સ્વાધીનતા ઘેર કરી.

અને એ સંધિ ઉપર પોતે કરેલા કોલને ખાતર એણે પોતાના વ્હાલામાં વ્હાલા સંગાથી ડી વેલેરાને ગુમાવવાની પણ તૈયારી બતાવી. એ વચનને ખાતર એણે પોતાની પ્રાણ–હાનિને પણ ન ગણકારી. એ અડગ ખડો રહ્યો.

ત્યાર પછી ડી વેલેરાનાં ઘાતકી તોફાનોની વચ્ચે પણ એણે કેટલું શીતળ મસ્તક રાખ્યું? એટલું બીજો કોણ સહી શકે! સંયમ, ચેતન, જવાળા, સાધુતા અને ટેક–એ બધાં તત્વોમાંથી વિધાતાએ બહુ જુક્તિપૂર્વક ઘડી કાઢેલી આ માનવ–મૂર્તિ! આયરલાંડ એને યુગ યુગાન્તર સુધી સંભારશે. આયરલાંડને સંધ્યાકાળે એ ગ્રીફીથ જ શુક્તારા રૂપે દેખાયો. અધરાતે પણ એ જ ધ્રુવતારો અને પરોડીએ પણ એજ અરૂણોદય. આયરલાંડના ગગનમાં સૂર્યનાં દર્શન થવાં હજુ જરા આઘાં રહી ગયાં. અંધકાર પ્રકાશની એ ઝપ્પાઝપ્પી બરાબર જામી. એવે વિકટ વખતે વિજયનાં પુષ્પો અણકરમાયાં જ લઇને ગ્રીફીથ ચાલી નીકળ્યો. વિધાતાનો સંકેત હશે કે ગ્રીફીથની જીવન–ક્રાંતિને ઝાંખી પડવા ન દેવી!

એને મૃત્યુકાળે ઝીંદગીભર એની જ બાજુમાં બેસનારા કોલીન્સે ડી વેલેરાના દળને કહેણ મોકલ્યું કે "એ મહારથીના મૃત્યુને વંદના આપો, આવો, દેશને સુમાર્ગે દોરવા સહાય કરો." પણ ડી વેલેરા સમજ્યો નહિ.

ત્યાં તો બીજો તારો ખર્યો. ઓગસ્ટની તા. ૧૨ મીએ સેનાધિપતિ કોલીન્સ બંડખોરોની ગોળીથી ઠાર થયો. એને માથે તો મૃત્યુ ભમતું જ હતું. એને એ ખબર હતી. પણ માત્ર લોકો જ એમ માનતાં હતાં કે કોલીન્સને તો અમરત્વનું વરદાન છે. પ્રજાસત્તાકની સેનાને મોખરે ચાર ચાર વરસ થયાં જે આદમી ઝુઝતો હતો, જેની પાછળ અપરંપાર જાસૂસો ભટકતા હતા, અને જેનું માથું લાવવા માટે મોટું ઇનામ જાહેર થયું હતું, તેને આખર સુધી આંચ નહોતી આવી. કોઇ કોઇ વાર એ સપડાતો ત્યારે પણ એની ચાતુરી એને બચાવી લેતી. ગ્રીફીથની જમણી ભુજા જો ડી વેલેરા હોય, તો કોલીન્સ એનો ડાબો બાહુ હતો. આજ ગ્રીફીથની ગેરહાજરીમાં એનું નેતૃપદ જરૂરનું હતું. એવા દયાળુ, વિનોદી અને ટેકીલા સરદારનો પ્રાણ લેનારાએ આયરલાંડની ભૂમિને ગોઝારી બનાવી દીધી.

વર્તમાનપત્રો કહે છે કે કોલીન્સના મૃત્યુકાળે દેવળમાં બંદગી કરીને આવનારા લોકવૃંદની ઉપર બંડખોરોએ ગોળીબાર કરેલો ! અને આ બધા હત્યાકાંડ સામે ડી વેલેરાએ વિરોધનો કે તિરસ્કારનો એક સખૂન પણ નથી ઉચ્ચાર્યો ! સિદ્ધાંતના ભેદ શું આખરે પરમ સાધકોને પણ આટલે નીચે, આટલી ભ્રષ્ટતાએ હડસેલી મૂકતા હશે ! સત્ય શું હશે ?

ગ્રીફીથ ગયો, કોલીન્સની કતલ થઈ, અને બીજા ઘણા ઘણા નિર્દોષ પ્રજાજનોનાં તેમજ ફ્રી સ્ટેટના નોકરોનાં લોહી

રેડાયાં. છતાં એટલા શોણિત-તર્પણથી સામો પક્ષ તૃપ્ત થયો નહિ. એણે રમખાણો ચાલુ જ રાખ્યાં.

ફ્રી સ્ટેટની સરકારે ફરમાન કાઢ્યું કે પરવાના વિના બંદુક રાખનારના પ્રાણ લેવાશે. એ અનુસાર

## નવેમ્બર મહિનામાં

૧૫મી તારીખ દરમ્યાન ચાર બળવાખોરો હથીયાર સહિત પકડાયા. લશ્કરી અદાલતોમાં મુકર્દમા ચાલ્યા, ચારેને બંદુકથી ઉડાવી દેવામાં આવ્યા. બીજા નવ પકડાયા. એમાંનો એક તો એરસ્કીન ચાઇલ્ડર્સ, જેનો પિતા અંગ્રેજ હતો, અને માતા આયરીશ હતી. યુદ્ધની અંદર એણે ઇંગ્લાંડની અનન્ય સેવા બજાવેલી. પછી ૧૯૧૯થી આયરલાંડનાં સુખદુઃખનો એ સાથી બન્યો. આખરે એ ડી વેલેરાના પક્ષમાં જઇને ખડો રહ્યો. એના ઉપર મુકર્દમો ચાલ્યો. વગર પરવાને પિસ્તોલ રાખવાને કારણે એને દેહદંડની સજા થઇ. નવેમ્બરની ૨૪મીની પ્રભાતે એને ઉડાવી દેવામાં આવ્યો.

લશ્કરી અદાલતમાં એણે પોતાની આખી જીવન-કથા વાંચી સંભળાવી. સાથે સાથે સંભળાવ્યું કે “ હુ કાંઇ મારો બચાવ નથી કરતો. ગમે તે આફત આવે, હુ હસીને સહી લઇશ. પરંતુ, મ્હારે વિષે, ‘ હું એક હલકો જાસૂસ છું ’ એવી જે અફવા ચાલી છે તેની સમજ પાડવા માટે જ મારી આ હકીકત છે. ” મૃત્યુ કાળે પોતાના ઘાતકોની સાથે જ એણે હાથ મિલાવ્યા, અને ધર્મગુરૂની સમીપે ઉચ્ચાર કર્યો કે “ મને કોઇ પણ માનવીની સાથે વેર નથી, અને હું માનું છું કે મારી સામે પણ કોઇ માનવીને વેર નથી. જગત પ્રત્યે મારી મૈત્રી અખંડ છે. ”

મેક્સ્વીનીની એક બ્હેનને ગિરફતાર કરવામાં આવેલી. એણે બંદીખાનામાં ઉપવાસો આદર્યા. એની એક બીજી બ્હેને બંદીખાનાની બહાર દરવાજે બેસીને ઉપવાસ આદર્યા. કારણ કે એને પોતાની બહેનને મળવા બંદીખાનામાં જવા ન દીધી. આયરલાંડની રમણીઓ અને કુમારિકાઓ એ ઉપવાસી નારીની આસપાસ વીંટળાઇ વળતી ને નિરંતર એના જીવાત્માની સદ્ગતિ માટે બંદગીનાં ગીતો ગાયા કરતી, તસ્બી ફેરવ્યા કરતી.બંદીખાને પડેલી બ્હેનને ૨૨ દિવસના ઉપવાસો થયા. બહાર પડેલી બ્હેનને પણ ૧૧ લાંઘણો પૂરી થઈ. બન્નેને ઇસ્પીતાલમાં લઇ જવામાં આવી. એ નવેમ્બરની ૨૭મી તારીખ હતી.

ડી વેલેરાએ વેરની વસુલાત લેવાનો નિર્ણય કરીને સંદેશો મોકલ્યો કે “ આ બીનકાયદેસર સરકારની આટલી બ[illegible]લી હત્યાઓનાં પાતક ધોવા માટે હવે તો ગમે તેટલું લોહી રેડાવાનું, પણ એ પાતક ધોવાશે નહિ. ” એણે પોતાનું પ્રજાસત્તાક રાજ્યતંત્ર રચી દીધું. પાંચ પ્રધાનો નીમ્યા. ત્રણ પ્રધાનો તો બંદીખાને હતા.

‘ આયરીશ મુક્ત રાજ્ય ’ ના ખરડાનું બીજુ વાંચન ઇંગ્લાંડની આમ–સભામાં થઇ ચુક્યું. તા. ૩૦મી નવેમ્બરે ત્રીજા વાંચનમાંથી પણ ખરડો પસાર થઇ ગયો.

### ડીસેમ્બર

તા. ૬ઠ્ઠીએ આયરીશ ફ્રી સ્ટેટ ( મુક્ત રાજ્ય ) રાજાની સહીથી મંજુર થયું. [illegible]ર સુધી જે કામચલાઉ સરકાર ચાલતી તેને કુલ કાયદેસર સ[illegible] મળી ચુકી.

રાજાની પસંદગીથી, ૬[illegible] વરસનો વૃદ્ધ આયરીશ ટીમોથી હીલી [illegible]જ તાજના” પ્રતિનિધિ તરીકે આયરલાંડનો ગવર્નર

નીમાયો. ડેઇલ ઇરીનના સભ્યોએ એ ગવર્નર જનરલની સમક્ષ વફાદારીના કસમ લીધા. એ વખતથી ડેઇલ ઇરીન, નવા રાજતંત્રમાં, ' ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ ' ( Chamber of Deputies ) નામની ધારાસભા બની ગઇ. કોસગ્રેવ એનો પ્રમુખ બન્યો. મજુરપક્ષના સભાસદોએ કસમ લીધા પણ પોતાનો વાંધો યે સાથે સાથે જ નોંધાવ્યો. એ પક્ષના સરદારે જાહેર કર્યું કે " અમારા આ કસમને લીધે ભવિષ્યમાં વધુ સ્વતંત્રતાની જુમ્બેશ ઉઠાવવાનો અમારો અધિકાર રદ થતો નથી. "

ધારાસભાના એક મંડળ–ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ–ઉપરાંત બીજું એક મંડળ–Upper Chamber (ઉપરી ધારાસભા) પણ યોજાયું. એના કુલ સાઠ સભાસદો પૈકી ત્રીસને પ્રમુખ કોસગ્રેવે પસંદ કરીને નીમી દીધા. એની પસંદગીમાં આયરલાંડના દરેક પક્ષના પ્રતિનિધિઓને ચુંટવામાં એ પ્રમુખે ઐક્ય તેમજ ઇન્સાફની સાચી દાનત બતાવી. બાકીના ત્રીશ સભ્યોને ડેઇલ ઇરીન ચુંટી કાઢવાની હતી.

કારોબારી કામને માટે એક કારોબારી સભા નક્કી થઇ. એના અગીઆર સભ્યો પૈકી ત્રણને પ્રમુખ પસંદ કરે, બાકીના આઠને લોકસભા (ડેઇલ) ચુંટે–એવી રીતે કે પ્રત્યેક સમુદાયનો અકકેક આદમી એ કારોબારીસભામાં આવી શકે. પ્રમુખ અને એના ચુંટાયેલા ત્રણ સભ્યો, એમની વહીવટનીતિને લોકસભા નામંજુર કરે, એટલે ઘેર બેસે. બાકીના આઠ તો જયાં સુધી લોકસભા બેસે ત્યાં સુધી બેસે. આવી રીતે એ રચના ઇંગ્લાંડ અને સ્વીટઝરલાંડ બન્નેના અનુકરણથી કરવામાં આવી છે.

ડી વેલેરાનાં ફરમાન પ્રગટ થયાં કે " આ સરકારને સહાય કરનારા ડેઇલ ઇરીનના તમામ સભાસદોને દેશ–શત્રુ ગણી

લેવા. તા. ૭ મીએ આ ફરમાનનો અમલ થયો. ડેઇલના ચાર સભાસદોના ઉપર ગોળીઓ છૂટી. એકના પ્રાણ નીકળી ગયા, ત્રણ ઘવાયા. "આયરીશ સ્વાતંત્ર્ય" નામના પત્રના માલીકને બંડખોરોની સત્તાએ હુકમ મોકલ્યો કે "કાં તો દેશ છોડી જા, નહિ તો પત્રને સ્વતંત્રતાને માર્ગે ચલાવ. નહિ માને તો જાન જાશે."

ફ્રી સ્ટેટે બંડખોર પક્ષના ચાર જણાને ઠાર કર્યાં. એમાંના બે તો પોતાની માતાઓને સંદેશા મોકલે છે કે "તમારી વેદના વસમી છે. પણ માડી, હું તો સત્યને ખાતર મરૂં છું. થોડા વખતમાં જ આપણે તો પાછા બીજી દુનિયામાં મળશું. સંભાળજો હો, અમારી હત્યાને કારણે પ્રજાસત્તાક પક્ષ વેર લેવા કોઈનું ખુન ન રેડે." અજબ ગુંચવાડો !

ડેઇલની બેઠકમાં મજૂરપક્ષના સભ્યોએ ફ્રી સ્ટેટની આ હત્યાઓની સામે દારૂણ કકળાટ કરી મૂકયો કે "આવાં સરકારી ખુન આપણી સરકાર પર કાળાં કલંકરૂપ છે."

તા. ૧૮ મીએ ૭ માણસોને પિસ્તોલ રાખવા બદલ મારી નાખ્યા. બ્રીટીશ લશ્કર આયરલાંડ ખાલી કરીને ચાલ્યું ગયું. ફ્રી સ્ટેટની સરકારે એક સો ત્રેવીશ વરસ વીત્યે પહેલો કાયદો પસાર કર્યો.

તા–૨૯મીએ ફ્રી સ્ટેટની સરકારે ત્રણસો બંડખોર કેદીઓને બંડમાં ન ભળવાની શરતે છોડયા. અને જે કોઇ બંડખોર માફી માગી લ્યે તેને છોડી મૂકવાનું જાહેરનામું કાઢયું.

દેશના શ્રીનફીનરો એકઠા થયા અને ડી વલેરાની પ્રજાસત્તાક સરકાર તથા ફ્રી સ્ટેટ સરકાર વચ્ચે સુલેહ કરાવવાની ચર્ચા ઉઠાવી. શાંતિના ઉચ્ચારો શરૂ થયા.

## જાન્યુઆરી

તા. ૫મીએ એ દેશના પરમ પૂજનીય અને શાણા કવિ. રસેલ ( એ. ઇ. ) તરફથી અત્યંત લાગણીભરી એક આજીજી બંડખોર ભાઇઓને સંબોધીને પ્રગટ થઇ. એમાં એણે ખુનરેજીની પ્રવૃત્તિ દેશના લલાટ પર લાંછનરૂપ કહી તિરસ્કારી. પણ ડી વેલેરાના દળ પર એની તાત્કાલિક અસર ન થઇ.

બીજી બાજુ એ ખુનામરકીની સામે સરકારે શરૂ કરેલી ઘાતકી શિક્ષાઓથી ઉશ્કેરાઇને મજૂર પક્ષના સભાસદો ડેઇલમાંથી રાજીનામાં આપવાનો મનસૂબો કરવા લાગ્યા.

તા. ૧૨મી—સુલેહનાં કહેણ મોકલાય છે. ડી વેલેરા તો એક જ શરત કરે છે કે " ફ્રી સ્ટેટની સરકાર સામે હું અને મ્હારા સાથીઓ પણ એક ધારાસર સ્થપાયેલી પ્રજાસત્તાક સરકારના પ્રતિનિધિઓ તરીકે જ વિષ્ટિમાં ઉતરી શકીએ. " એની સામે પ્રમુખ કોસગ્રેવ બહુ મક્કમ રહ્યો.

## ફેબ્રુઆરી

બંડખોરોએ પ્રમુખનો બંગલો, તેમજ પ્રજાના પ્રિય પુરૂષ હોરેસ પ્લંટકેનું મકાન—બન્ને બાળી નાખ્યાં. ઓ હીગીન્સ નામના સરકારી પ્રધાનના સીત્તેર વરસના બાપને ઠાર કર્યો. ફરી ડી વેલેરાએ સુલેહની શરતો રજુ કરી કે

[ ૧ ] ઇંગ્લાંડ લડાઇ આદરવાની ધમકી પાછી ખેંચી લ્યે, અને પછી અમારી પ્રજા પોતાની બહુમતીથી જે રાજ્યતંત્ર કબૂલ કરી લ્યે—પ્રજાસત્તાક અગર મુક્તારાજ્ય—તે ઇંગ્લાંડ મંજુર રાખે.

" ૨. એક વરસ પહેલાંની સંધિની સામે હું બીજી દરખાસ્ત રજુ કરૂં. જો મારી 'દરખાસ્ત' ને પસંદ કરનારા

કોઇ પ્રજાજનો નીકળી આવે તો પ્રજાને બેમાંથી એક બહુમતીથી પસંદ કરી લેવા દ્યો."

" જો આ બેમાંથી એક પણ રસ્તો ઇંગ્લાંડ નહિ અંગીકાર કરે તો પછી આયરલાંડની શાંતિનો એક જ રાહ છે— અંગ્રેજ સત્તાના ચિન્હરૂપ આ ગવર્નર, સોગંદનામાં અને બીજા બધા શિષ્ટાચારો આપણે ત્યજવા, અને પ્રજાસત્તાક રાજ્યતંત્રને જ આપણી વફાદારીનું અધિકારી ગણવું."

ફ્રી સ્ટેટની સરકારે ઉત્તર વાળ્યો કે " અમે આ બંડખોરોની પાસે સુલેહની કશી માગણી મૂકી જ નથી. અમારે નામે વાતો થતી હોય તો તે જૂઠી છે."

સુલેહ કરવા માટે વધુ નહિ તો એક મહિનાના યુદ્ધ–વિરામનાં કહેણ બન્ને પક્ષને મોકલવામાં આવ્યાં.

## માર્ચ

ફ્રી સ્ટેટ સરકારે તો અંગ્રેજ પોલીસની મદદથી ઇંગ્લાંડ સ્કોટલાંડમાં વસનારા આયરીશો પર હુમલા આદર્યા. તા. ૧૧મી એ અંગ્રેજ પોલીસોએ અધરાતે આયરીશોનાં ઘર ઉઘડાવ્યાં, એક સો દસને કેદ કરી નૌકામાં બેસાડી આયરલાંડ ઉઠાવી ગયા. ગિરફતાર થનારા કેટલાએક વર્તમાનપત્રીઓ હતા, બીજાં ઘણાં નામાંકિત સ્ત્રીપુરૂષો હતા. કેટલાક તો વેપારીઓ હતા જેણે રાજ્યદ્વારી ચળવળમાં ભાગ જ નહોતો લીધો. આયરલાંડને કિનારે ઉતારીને એ બધાંને જેલમાં ઉઠાવી ગયા. પ્રજાસત્તાક બંડખોરોને હથીયારો પૂરાં પાડવાનો આ બધા ઉપર છૂપો શક હતો. અંગ્રેજ આમ–સભામાં મજૂર પક્ષના સભ્યોએ પોકાર ઉઠાવ્યો કે " ખુલ્લી રીતે તહોમત મૂકી મુકદ્દમો ચલાવ્યા સિવાય આ માણસોને સોંપી દેવાં એ અન્યાય છે."

તા. ૧૪ સુધીમાં ફ્રી સ્ટેટ સરકારે ૬૭ બંડખોરોનાં માથાં ઉડાવી દીધાં.

આયરલાંડની અત્યારની હાલતનું બ્યાન તો એ દેશના સુવિખ્યાત લેખક શ્રી બનાડ શૉના શબ્દોમાં જ સાંભળીએ.

" સરકાર ઉપર ટીકા કરવાની વર્તમાનપત્રોને સખ્ત મનાઇ છે. ગમે તે પ્રજાજનને સરકારી લશ્કર ઉઠાવી જઇ શકે, બરાકમાં પૂરીને ઠાર કરી શકે. એ હત્યાઓનું પત્રક રાખવાની જરૂર નહિ, અગર બીજી કુશી જોખમદારી નહિ. આવાં ફરમાન સરકારે કાઢ્યાં છે. આવા ઘાતકી કાયદાઓ ઉપરાંત સોલ્જરો ચાહે તેને નિર્દયપણે ચાબૂકનો ચાહે તેટલો માર મારી શકે. આટલી સખ્તાઇ હોવા છતાં શસ્ત્રબંધ યુવાન બંડખોરો દુકાનો લુંટે, જાહેર રસ્તા પર ચાલી જતી મોટરો કે બાઇસીકલો ઝુંટવી લ્યે, મકાનોને સળગાવી મૂકે, રેલ્વેને ભાંગી નાખે, બોમ્બના ગોળા ચલાવે, સેનેટરોને અને અમલદારોને ઉપાડી જાય, એનાં ઘરબાર ઉડાવી નાખે–એવી રીતે વર્તે કે જાણે પોતે કેમ કોઇ નધણીઆતા શત્રુના દેશમાં હોય ! તાજ્જુબી તો એ કે જો લોકો સ્વરક્ષણના ઇલાજો ચલાવે તો સરકાર એને શિક્ષા કરે ! પોતાની દુકાન લુંટવા માટે કોઇ બંદુકધારી બંડખોર ધસી આવે, અને દુકાનદાર જો સામે બંદુક ઉઠાવે, તો એના બેમાંથી એક હવાલ થાય. કાં તો લુંટારો એને મારે; અગર જો એ લુંટારાનો પ્રાણ લ્યે તો તત્કાળ સરકાર એને પકડે. શા માટે ? એની પાસે બંદુક નીકળી એ અપરાધ બદલ ! આવી રીતે શાંતિપ્રિય પ્રજાજનો નિઃશસ્ત્ર છે અને બે ખુની પક્ષોની વચ્ચે પાયમાલ થઇ રહ્યાં છે. "